## ચઉપઇ

મડપિ કોહલુ દીઠઉ એક, દેવ લીઇ તતક્ષણુ સુવિવેક
સેઠ કામનઇ ઘરમા ગયા દેવ ચિત્તમા આણુઇ દયા
કોહલુ કુમર રૂપ તે કર્યું દેખઇ કુમર ગુણે આવર્યઉ
કૃતૃમ રૂપ માયા દેવની જૂઇ પરીખ્યા વલી સેઠની
માયાકુયર બોલઇ વાણિ 'કાહો, પિતા, કરુ તહ્મે કાણિ ?
ભૂખ્યઉ અતિથિ બારણુઇ રહ્યઉ એહ માર્ગ અહીનઉ નવિ કહ્યઉ
દાનભૂષણુ તા બોલ્યા પચ આનદાશ્રુ કરઇ બહુ સચ
બીજૂ રોમચઇ અતિ ઘણુ પ્રીય વચન જપઇ આપણુ
માન દેઈ તેડઇ ઘર માહઇ, દાન દીઇ પછઇ ઉછાહઇ
દેઈ દાન અનુમોદન કરઇ ભૂષણુ પાચઇ ઇણી પરઇ ધરઇ
લાગઇ દૂષણુ દેતા પચ તે ટાનવા મ કરુ ખલખચ
પહઇલુ આદરવિણુ દીજીઇ બીજૂ એહ વિનમ કીજીઇ
અપ્રિય વચન બોનતાં દોષ મુનિ દીઉ ક્રોધાદિક પોષ
દાન દેઈનઇ નદા કરઇ દૂષણુ પાચ જે પરિવરઇ
તે પાપીનઇ બહુલઉ પાપ કિમ દેવરાઇ પનભવિ જાપ ?
તેહભણી વિનભ મ કરુ, ભોજન દેવાનઇ મતિ ધરુ "
વલતું બોલઇ સેઠ સુજાણ, "કુયર, કિમ હરીય તુહ્મ પ્રાણ ?
અહ્મે જન્મ દીધઉ તહ્મ તણુઉ કિમ રહઇ જશ હણુતા અહ્મ ભણુ
પિતામોહ કિમ ઉછઉ થાઇ ? માતા છોરૂના ગુણુ ગાઇ
મૃગમાલક ઊપરિ મૃગપતી આવતા સાહામા દપતી
લડવા કાજિ ઉજમ કરઇ તુ માનવ કિમ પુત્ર સહરઇ ?
હણુતા અહ્મચા ન વહઇ હાથ ને વાત જાણુઇ જગનાથ "
ચેતઈઆ રૂપઇ જે બાલ વાલી બોન વદઇ તતકાર,
'અતિથિધર્મ તુ પૂરુ હસઇ, અત અહ્મારુ જઉ થાઇસઇ
વહઇના થાઉ, મ લાઉ વાર કામ સપૂર્ણ કરવુ સાર

હું તુહ્મચઇ કામઇ આવેસિ, પુણ્યભડાર સમથ પૂરેસિ "
જોજો, મેં કિસ્યઉ મતવત ! ઋષિ કાજઇ દીમઇ એકત.
લેઈ ખડગ નઈ પાર્ખાલ ફિરઇ, ડાવઇ હાથઇ ચોટી ધરિ.
છેદ્યુ સીસ કર્યઉ તે કામ કુયર હણતા કહઇ 'શ્રીરામ'
માડી દેખી કરઇ વિલાપ ભાવ ભલઉ પણિ અરિ મતાપ

દુહા

હર્ષિયડી ફાટિ, ખસાય કરિ, છાડિ ન હૈણુ વામ
વાહ્યા હાથ વઉલાવીઇ, પછઇ હુયા ઉદાસ.
હર્ષડા, તુ હૈડક હુઉ, જે મારી કરઇ વિલાપ
એહવઉ જગમા નહી હૂઇ, હુઉ ન, મોટઉ પાપ.
પુત્ર પિતાનઇ મારતા આગઇ સુણ્યા અનેક.
પુત્ર ન માગઇ કો પિતા આ તુ વાત વિછેદ
મોટઉ પાપ લગાડીઉ કરમિ અહ્યારઇ એહ,
નિજ કરસ્યુ કાતી કરી સુતનઇ દાખ્યુ છેહ
નકસિ ન જાઇ, જીવ ! તુ તે ભણી જાણ્યુ દુઃ !
એહવા પુત્ર વિયોગથી સ્યુ રહઉં, પાપિઠ

ચુપઇ

લેઈ મસ્તક નારીકરિ દીઇ અતિ રડતા તે માતા લીઇ,
" સીકઇ ધરી રાખેજો સીસ રખે આણ્યુ મનમાહઈ રીસ
રખિ જમાડી રહીઇ જદા સાથઇ, જઇસિઇ આપણુ મુદા "
પછઇ જોઇ રહઉં કાપડી 'સત ન ચૂકઇ એક ઘડી '
રૂપ કારિમા કરીયા દો એ, પાપ કારિયુ જાણ્યુ સોય
પણિ નહ લહઇ કાઇ સેઠ વિચાર ખરી પ્રતિન્યાનઉ આધાર
સીકઇ રીસ ઠવ્યુ પુત્રનઉ, સિદ્ધ કર્યઉ આમિષ અન્નનું
ઊઠઉ, સ્વામિ ! કરુ પારણું સ્વર્ગતણું લાધઇ બારણું.
એહવઇ અતિથઇ દીઠઉ તેહ, સીકઇ મસ્તક મુકયઉ જેહ

કોપ ચડયુ અતિ બોલઇ બોલઃ " એ સ્યું માંડયું કામ ઢંઢોલ?
એહ ન પ્રાસું આમિષ અહ્મે; સાર હતું તે રાખ્યું તુહ્મે.
ભુંડઇ ભોજનઇ દિન જાઇ ઘટી. એહ વાત દીસઇ અટપટી.
यतः।

कुभोजनेन दिनं नष्टो जन्म नष्टः कुभार्यया।
कुपुत्रेण कुलं नष्टं तं नष्टं ज न दीयत॥

સેઠ વદઇ "એ મસ્તક સાથિ કરું દહન રાખું છઇ તાથિ.
ત્રહ્મિઇં જણુ સાથઇ ચાલીઇ સ્વર્ગપુરી જઇનિઇ માહ્લીઇ.
એ કુંયર અહ્મ કુલ આધાર. હતું તેહનું મસ્તક સાર.
એ સંઘાતઇં બલસ્યું અહ્મે; રીસ મ કરજ્યો, સામી! તહ્મે."
કુપટી કોપ્યુ મનમાં હસઇ, " તત્વ ચ્યારિ મસ્તકમાં વસઇ.
તે મૂંકી બીજું કુણુ ખાઇ? જઉ ખાઇ તુ પાપ ભરાઇ. "
" કુંણુ તત્વ તે મસ્તક માંહઇ? " વદઇ સેઠિ, " કુહુ ઉછાહઇં."
" જિકા જાણુઇ સર્વ સવાદ, બોલી જાણુઇ નવ નવ નાદ.
ગીતગાનરસ શ્રવણે સુણુઇ; તે રસ નાટુ સહુ કો ભણુઇ.
નયનાં પ્રથમ પીતડી કરઇ; નયન પદારથ દીસઇ સિરઇ.
यतः।

नयन पदारथ नयन धन नयणे नयन मिलंति।
अणजाण्यास्युं प्रीतडी पहिलुं नयन करंति॥

નાક લહઇ પરિમલ ગુણ સર્વ; ભમરા ભોગી હૂઇ અખર્વ.
ચ્યાર તત્વ ભલાં સંસારિ દીસઇં છઇ એ સીસ મઝારિ.
દાંનદત્વ જઉ રાખુ સહી, કરુ વાત અહ્મારી કહી.
તુ મસ્તક ખાંડુ ખાંડણુઇ, જઉ સાચી વાચા તુહ્મ તણુઇ.
જઉ અંગ માંઇ તુ એ આદરુ; નહીતું અહ્મનઇ ઊતર કરુ.
કાજ કરી સકીઇ જેતલું, મુખથી કાઢીઇ તેતલું.
બેટામસ્તક બેહુ જણુ મિલી આટઉ કરુ એણી પરઇ દલી.
અતિ વઇરાગી ગાઉ ગીત; પરગટ દાખુ જગવદીત.

લોચને ખાંડું આંસૂ ખિરઇ તુ તપીઉ ભોજન નવિ કરઇ."
સુણી વચન હરખઇ બઇ જણાં, ગાત્ર ખંડાઇ તેહુ તણાં.
ઋષિકાજઇ મુખ હસતું કરઇ, પણિ ઉદરમાં ચીવટિ ધરઇ.
વાચા અવીચલ. દાનઇ સૂર, જાણે કરિ ગંગાનું પૂર.

## ઢાલ રામગિરી

સીધઉ રે મસ્તક સેઠઈ તિહાંથકી રે, બોલાવી નિજ નારિ:
કુંયર ચેલઇયા.
આવ્યા રે ઊલટિ રષિનઇ કારણઇ રે ખાંડણ કેરઇ ઠાણિ.
કૂયર ચેલઇયા.
બોલઉ રે બોલઉ કુંયર અન્ન તણા રે.

મૂકી રે થાનકિ મસ્તક પુત્રનઉ રે બઇઠાં બહુ જણા તામ, કું°
ખાંડણીયાં બેહુએ કરિ ધર્યાં રે, કરવઉ માંડયઉ કામ, કું°
ગાઇ રે હાલરૂ હુલાવતાં રે પુત્ર! સાંભલેજો વાત. કું°
જેણે રે હાથે સુતનઈ તેડતાં રે, મેહલઇ તેણઇ હાથે ઘાત કું°
હઈયડઉ રે ન ફાટઇ, કુંયર! અહ્મ તણું રે કરતાં આહાવઉ કામ. કું°
હાંસુનઇ લોકા નગરઇ માંહસઇ રે કોએ ન ઘાલઇ આહીવી હામ કું°
તઈ નવિ રે લોપી આન્યા માહારી રે; તેડઇ આવ્યુ તતકાલ. કું°
વહઇલું રે વિનયૈ કીધું એવડું રે, મુઝનઈ એ કિમ ઢાલ! કું°
હુંતી રે આસ્યા બહુલી તાહરી રે જાંણ્યું રહઇસહઇ તુજથી સૂત્ર. કું°
ઘુ નઇ રે બોલ, કુંયર માહારા રે, હઈડું હીસઇ અભયઉ પુત્ર. કું°
મરણઈ ન બીહનઉ, રે બાલક બાહૂયા રે, મુખડું પુણ્યમ ચંદ. કું°
સાદ કરતાં શ્રવણે સાંભલઇ રે, મોટડઉ દીસઇ એ ફિંદ. કું°
અહ્મે રે અપુણી બૈટા વિણ હુયાં રે, જે કીધું હાથે પાંપ. કું°
તેહનું રે મસ્તક ખાંડું ખાંડણઇ રે, અહ્મે એહવાં માયબાપ. કું°
હુતા રે વછ! વિશેષઈં ગુણ ઘણા. રે દેખાડીનઇ દીધઉ છેહ. કું°
સહુડઉ રે ગુણ બહુલે તું દીકડઉ રે. તઈ કાં પાડયા હાડે વેહ! કું°

ક્ષણ એક રે અગજ ! તુ નવિ વીસરઇ રે, કઇ હોઇસિ નીસાલિ કુ૦
રુડુ રે નામ તુહ્મારુ સોહામણુ રે તોરી રામતડી મભાલિ કુ૦
આણુઇ વદનઇ રે, કુઅર ! હું ધવરાવતી રે, તે સુખ ખડુ આજ કુ૦
મોકુ રે ગાને દેતી દીકિરા ! રે તે સુઅનઇ નહીં લાજ કુ૦ ઓ૦
તુહ્મ વિણુ રે પ્રાણુ થાઇ અહ્મ આકલા રે કોણી કાલજ માહઇં કુ૦
ભીતરિ રે આગિ છાની જલઇ રે ધૂષ ન સહઇણુ રે જાઇ કુ૦ ઓ૦
નયના રે આસૂ ઘત સમ જાણીઇ રે કોણી તેણુઇ મચાઇ કુ૦
તેણુઇ રે વિરહ દાવાનલ ઊલટઇ રે અતર જ નણુ જલાઇ કુ૦ ઓ૦
આગણિ રે આવી માગુ સૂખડી રે બોલાવઉ ફરી માય કુ૦
આવઉ રે દ્યઉ સીગમણુ, વાછડા રે ! તેડઇ વાર મ લાઇ કુ૦ મો૦

દૂહા

ઇમ વલવતા ગાઇતા વિરહ વૈરાગી મોલ
મસ્તક ભૂકુ નીપનઉ એતલઇ હુઉ ગોન
મરકારી કરઇ શાક તે નીપાયુ પન તેહ,
કર જોડી માહા વીનવઇ, "નીપનૂ ભોજન એહ
ઊઠઉ રખિ કરઉ પારણૂ, ઇચ્છિયુ દ્યુ તુહ્મ ભાવિ"
તવ ચીંતઇ રખિ કારિમઉ "મન રાખ્યુ પિય ધાવિ.
મત ન ચૂક્યા, થિર રહ્યા, દીધુ કર્યું પ્રમાણિ
જગમા એ સરીખા ભના તણી નહીં કો ખાણિ
જણણી ! તઇ ભલઇ જનમીઆ માહ સગાન સમાન
પુત્ર વધી દઇ દાનવર. ધીરપણુ અસમાન
પરદુખકાતર એ મમઉ દૂઇઉ નઇહોસઇ કોએ
ત્રણિ માત્રમા પરગડઉ દાન થકી તે હોઇ.

ચુપઇ

રાખ્યુ ચિત્ત ધામિ એણુઇ ઘણું તેહનઉ વિસ્તર નેતુ ભણુઉ
પરિપરિ દરમાઉ એ સેર મત ન મૂકયઉ એણુ; તેટ

હવઇ એક ઉપાયું મર્મ; તેણઇ કરી ચૂકવીઇ ધરમ.
કરું કૂડ; મનિ ન ધરઇ રોસ, વાંત્રીઆ તણુઉ ચડાવઉ દોસ
કિમ દેસઇ એ ભોજન પછઇ ? હવઇ દીઠિરુ એહનઇ ન છઇ.
સત્ત ચૂકાંડું એ પરિ કરી" હઇયા માંહઇ વાત એ ધરી.
તવ તે દેવ રૂપતુ નિરાજ બોલઇ, "ઇમ ન સીઝઇ કાજ.
પુત્ર રહીત ઘર સનું થયું; એ શ્મશાન તુલ્ય તાં કહ્યું.
હવઇ ન લેવઉ મઇ આહાર," અપુત્રીયાનઉ દીધઉ ભાર.
પુત્ર વિના સત દીવા કરઇ તુહઇ અંધારું જાણઉ સિરઈ.
यतः ।

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ॥
तस्मात्पुत्रमुखं दृष्ट्वा स्वर्गे गच्छति मानवा ॥

સેઠિ વિમાસઇ, "કરવઉ કિમ, ધર્મ રહઇ પોતાનઉ જિમ ?
નથી પુત્ર પોતઇ માહરઇ; તેહ ભણી ભોજન નહી કરઇ.
આહા માહા મડઇ તે ઘણું, પુણ્ય રહ્યું, નારી ! આપણું.
જઉ અતિથ એ પાછઉ વલઇ તુ જશ સઘલઉ જગમાં ખલઇ.
સિરિજા કાં તઈ, સરજણહાર, જઉ ન રહ્યઉ મોટઉ વ્યવહાર ?
અન્ન અવારી મુઝ ઘરિ હતું. એહનઉ મઇ નવિ કીધઉ વર્તુ
માનવભવ મુઝ વિફલી ભયુ, પુત્ર વિના વલી આકુલ થયુ.
પુત્ર વિનાસ્યુ એ રખિ માટિ, તુહઇ ન વાતુ આવી ઘાટિ.
સઇંબૂ કર્મ અહ્મારું અરયું, નિદ્દનનઉ વિમાસ્યું જસ્યઉં.
કુણુ કર્મઇ એ છલમાં પડયાં ? કીધાં કર્મ આવીનઇ અડયાં."
કહઇ સન્યાસી, "કા હો વાંણિ, દુઃખ ધરંતુ આણઇ કાંણિ
મઇલુ પુત્ર વિહુણઉ જેહ, ચોખઉ નવિ થાઈ તે દેહ.
જાતઇ મઇલઉ જે ચાંડાલ બીજઉ જીવવધીનઉ હાલ.
ત્રીજુ લોભી જે બહુ હોઇ, પરઅવગુણ બોલી મલ ધોઇ.
ચઉથઉ જે અણદીઠઉં કહઇ, આલ ચડાવઇ, પરનઈ દહઇ.
કૂડી સાખિ ભરઇ પર તણી, અછતી વાત કહઇ અતિ ઘણી.

ચાંપણિ મોસઉ, ચાડી કરઇ, પરાપવાદ ઘણા ઉચરઇ.
સ્નેહ વિચઇ જે પાડઇ ભંગ, તે મઇલઉ કર્મઇ માતંગ.
ચોરીકારક મઇલઉ કહ્યઉ; ક્રોધી, કપટી મઇલઉ લહ્યુ;
નાસ્તિકમતી તે મઇલઇ ભર્યઉ; જૂઠાબોલઉ આગલિ કર્યઉ,
મલતુ વીવાહ જેણઇ ભાજીઉ; એતલાથી મઇલઉ વાંજીઉ."
હાથ ઘસઇ સાહ, હઇડિઉં હણઇ; "પોતઇ પુણ્ય નહી આપણઇ.
ઉછઇ કર્મઇ કાં અવતર્યા ? અરથ ન સીધઉ. દુ:ખઇં ભર્યા."
સુકુલીણી નારી કહઇ, "સુણઉ, કાઇ દીન વચન તુહ્મે ભણઉ ?
રાખઉ સત નહીં ચૂકઉ ધર્મ. અછઇ સદાફલ તુમચઉ કર્મ.
મ કરુ વિમામણ એહની કસી ઉદર માહરઇ સુત રહ્યઉ વસી
સાત માસ મુઝ ઉદરઇ થયા, તે જગદીસઇ ફીધી મયા.
રખિ કહઇ તુ દેખાડુ તેહ, ફાડી ઉદરનઇ કાઢઉ એહ.
અછઇ પુત્ર એ નથઉ સહી" તતક્ષિણ શુદ્ધ છરી તવ ગ્રહી.
ઊપાડી ઘા મેહલઇ જાંમ, તતક્ષણ હાથિ ગ્રહઇ મુનિ તામ
"માગિ, માગિ વર, તૂઠા અહ્મે જે જોઇ તે માગઉ તુહ્મે
સત્વવત, નઇ સાહ સધીર, ગુણે વડુ, ધીરાતન વીર.
તુઝ ગુણ ઇંદ્ર વખાણઇ ઘણું; તેણઇ થિર મન ન રહ્યું મુઝ તણું "
પ્રત્યક્ષ દેવરૂપ તે થયુ, "વર માગુ " એ બોલજ કહ્યુ
થયુ દેવ અતિ અદ્‌ભૂત રૂપ સૂર્ય થકી તે થયુ સરુપ
સકલાભર્ણ ધર્યા નિજ દેહિ, દીઠઇ દુસ્કૃત હુયાં છેહિ.
નર નારી બે રહ્યાં કર જોડિ, "સ્વામી આ કાં કીધી ખોડિ ?
દેવ, રૂપ રખિનુ તઇ કરી, કા તઇ અહ્મ કાયા દુ:ખ ભરી ?"
કહઇ દેવ, "તત દાન પ્રભાવિ ઈંદ્રઇ વખાણ્ સહજસભાવિ.
મઇ નવિ માન્યુ એહવઉ બોલ, ઈંદ્રઇ બોલ્યઉ બોલ અતોલ.
વિક્રય રૂપ કરી મુનિતણું કર્યઉં નીર વિક્રય મઇ ઘણું.
કૂડ સબલ તુઝ માથઇ કર્યઉં, એ વિરૂપ વિક્રય મઇ ધર્યઉં.
સત્વ પરીક્ષા બહુ પરિ કરી. તાહરી મતિ તેણઇ નવિ ફિરી.

સઘળા ગુણ દીઠા તુહ્મ તણા, ઇંદ્રઇ વખાણ્યા તેહથી ઘણા.
'બહુ સુગ નામ તુહ્મારું રહ્યું' વયણ એક એ અહ્મે કહ્યું.
સત્યવંત શા હરિચંદ હુઉ. અન્નદાની તૂં સુપરિસઉ
સત્વવંત તૂં, સેઠિ! અપાર. સતી ભલી ચંગાવતી નારિ.
કુંયર માહસ ભૂરિ ઉદાર. માતપિતા વચિ નહી અવિકાર.
પિતા ભગત એહવઉ નહી કોઇ, નરનારી સઘળાં તુહ્મ હોઇ.
તે ભણી તૂઠા વર દ્યું અહ્મે, જે જોઇઇ તે માગુ તુહ્મે."
બોલ્યુ સેઠ, "સ્યું વર મુઝ કહૂ? તૂઠા ભલા. અણમાંગ્યા રહૂ.
વાહલઉ પુત્ર હતુ અહ્મ તણઉ, 'તૂઠઉ,' તૂઠઉ.' હવઇ સ્યું ભણુઉ?
વધ્યઉ પુત્ર જે નાહ્નઉ બાલ, દોહલી, દેવ, પેટની ઝાલ
કૂડ કરી મરાવ્યુ તુહ્મે, તેહ કથન સ્યું બોલું અહ્મે!"
બોલઇ દેવ, "સેઠ, તુહ્મે સુણઉ, છઇ જીવતુ સુત તુહ્મ તણુ.
કરી કારિમું કુંયર સ્વરૂપ દેખાડયઉં એહ નવિ રૂપ."
સેઠિ કહઇ, "કિહાં કૂયર સો એ?" 'નેસાલઇ ભણઇ છઇ જોઇએ.
કિસ્યુ વયર નથી આપણઇ, કાંઇ, સેઠ, કિસ્યું કણમણઇ!
ન માનઇ, તુ જો નેસાલ. હતુ તસ્યુ છઇ તિહાંકણિ બાલ."
પિતા ગયુ જોવાનઇ જામ, પુત્ર નેસાલઇ દીઠઉ તામ.
દેઇ સાદ બોલાવઇ સાહ, હતુ વિષાદ અનઇ ઊછાહ.
"ચેલઈયા, આવઉ નિજ ઘરે. માય મિલીનઈ આનંદ કરે."
આવ્યુ પુત્ર. મા હરખી ઘણું; સાંઇ દીધઉં મોહામણું.
ઉછંગ લેઇનઇ બોકા દીઇ, હર્ષાશ્રવિ મસ્તકિ સીંચીઇ.
"ભલઇ મલ્યઉ તૂં, પુત્ર! સુહેજ, સોવન કાંતિ, અનોપમ તેજ.
લોચન મન ઠરીઆં મલી આજ, તુઝ દરિસનિ શીધાં અહ્મ કાજ."
પુત્ર કહિ, 'મા, સ્યું દુખુ ધરુ? પિતા, વયણ સાચાં ઊચરુ.'
માંડી વાત કહી જે હતી, "આવ્યુ દે થઇનઇ યતી.
તેણઇ પારખું બહુ પરિ કર્યઉં; તે નવિ જાઇ હઇ ઊચર્યઉં.
વજ્રલોહ હઈઆં અહ્મ તણાં તેહ થકી કાઠાં અતિ ઘણાં.
તે કીધઉં જે ન કરઇ કોઇ, સત્વ ન ચૂકા આપણ તો એ.

પછઇ દેવ એ પરગટ થયુ, વર આપઇ છઇ વલી સામહૂઉ "
કહઇ કુંયર, "વર માગઉ, માય, રખે સત્ય ઉછેરુ થાઈ
"દાંનીપરિ મન જેહવઉ અછઇ, તેહવઉ ભાવ રાહજો પછઇ "
તે વર દીધઉ તેણઇ દેવિ ચગાવતી બોલિ સખેવિ,
' પતિવ્રતાનઉ જે પાલિવુ, તિહા મન મઇલુ મુજ ટાલિવઉ "
' માતપિતાની ભક્તિ વિશેષ હૂજો મન માહરુ સુવિશેષ "
ત્રીણઇ વર માગ્યા તે દીધા, સુર સનોખીનઇ ચાલીયા.
જઈ સુરલોકિ વખાણ્યુ સાહ ' પુણ્ય તણુ તે લઇ છ લાહ "
ઇંદ્રાગલિ વાણિ ઊચરી, સુરલોકઇ કીરતિ વિસ્તરી
હવઇ પાછનિ ધર્મનગરી માહિ નગરલોકિ સુણીઉ ઉછાહિ
વિસ્મય રૂપ કોલાહલ થયુ તસ ઘરિ બહુ જન જોવા ગયુ
સુણઉ રાય, તિહા આવ્યા ઘઇરિ, વધાવાની ખીધી પઇરિ
નગર શૃગાર કરાવિ રાય ઘરિ ઘરિ ગૂડી ઊચી થાઈ.
તલીયા તોરણ, વનરમાલ રગિત સોભઇ ઝાકઝમાલ.
ગીત ગાન બહુ નારી કરઈ, સાજન હઈડા મહૂલા કરઈ
કુકુમહથા યાચક દાન દઇ દેવગવઇ રાઅમમાન
નર માહઇ પુણ્યવત પ્રાણીઉ સગાલસાહ દીસઇ વાણીઉ
આવ્યા વધાવા ઘરિ ઘણા મામા કાકા ગોત્રી તણા
સત્વ સાભલી રીઝઇ લોક હર્ષ ધરી તનઇ મૂકઇ શોક
" સમત્વ સે૦ સરુ ઇણઇ કામિ, જાઇ પાપ તુહ્મારઇ નામિ
ધમ ન રહઇ મન માનવ તણુ, તઈ શોભાવ્યુ પુર આગણુ "
દઇ રાજા પચાગ પસાય, ઊપરિ આપિ વલી કમાહિ
નગરિ મત્રિ મુખિ થાપીઉ, તસ યશ તિહુયણમા વ્યાપીઉ
અતિ આડબર નગરઇ કર્યઉ, હીંડઇ બહુ જનસ્યુ પરવર્યઉ
આગઇ આદ દાન દઇ ઘણુ વલી માન હુઉ રાજા તણુ.
સેઠ નગર્વી દીસઇ સાર, દીન દુરછનું તે આધાર
ભુ પર સુરતમ સમાણુ સોએ તમ જમલિ નહીં બીજઉ કોએ
તિહાર પછી બહુ ચત્તુકાર ઘણુઉ જમાડઇ વર્ણ અઢાર

જતી ગૃહી જે માગઇ અન્ન પૃતસું જુગતઇ દાગઇ મન્ન.
દાંન પ્રભાવઇ સુર સવિ મિલી આવી અમૃત બોલઇ વલી.
'દાન થકી કેનામઇ નામ,' ગણુ ભણુઇ, 'દાન્ને સુપ્રકાશ.'
વદઇ વલી, 'સુર સકલ મઝાર બઇસેનુ તઇ ગની અવધારિ'
અસી આસીસ દીઇ સવિ દેવ, 'સુર નરપતિ તુઝ કરઇ સેવ'
સાહા કહઇ, "સુરનગર ન કાંમ. આપજ્યે અવિચલ સુખ ઠામ
કરવઉ ધર્મ, કહુ, મઇ તેહ, અજરામર પદ લહીઇ જેહ."
સુર બોલઇ, "તે ધર્મ ઉદાર દયામૂલ ભાખ્યુ સુખકાર.
દેવ નિરંજન જાણુઇ જેહ તે આણુઇ ભવ કેરુ છેહ"
ગપુહૃતા નિજઠામિ દેવ કરઇ સેઠ મતની સેવ.
ઇમ યૌવન પામ્યુ ચેલીઉ, પરણાવ્યુ અનુપમ મહેલીઉ,
ઘર વ્યાર કરઇ સુત સોઆે હલુકર્મી તે પ્રાણી હોઆે
ચમાવતી તીહઇ પાણિ તિમ્મ, ભવઅંતગિ સુખ લહઇસઇ જિમ્મ

ઢાલ

( ભાણેજ નઇ જવ રાજ એ )

અનુક્રમઇ તેહનઇ સાધુ મિલીઆ ધર્મ દેસન શ્રાવ એ
દયામૂલ સુધર્મ જાણ્યુ સુદ્ધ સમકિત પાવ એ
જિનદેવ સેવા, સગુરુ કેરી બ્રહ્મધારી જે હવા
બાહ્ય બીતરિ નહીં ય મમતા લહ્યા ગુરુ પણિ તેહવા
ગુરુ કહઇ, સમકિન શુદ્ધ પાલુ; રખે શકા આદરુ
તસ પાચ દૂષણ દૂરિ કીજઇ વલી બીજા પરિહરુ
મૂલ સમકિત ધર્મનુ વ્રત બાર શાખા જાણિ
આચાર બહુલા તેહના પ્રતિશાખ રૂડી આણિ
ગુણુ શ્રાવકા જે ઘણે ભેદે, આવલી એ પત્ર.
પુષ્પ સુરનરસુખ કહીઇ. ઋધિ તાસ વિચિત્ર
મુગતિ કેરા ફલ સહેજાં. તૃપ્તિ બહુલી થાઇ
જે વાવર્યાથી સકલ દોષા રોગ દૂરિ પલાઇ
સવ લોકનઇ આરાધવા ગંમ તેહ પૂજણુ ચોગિ.

હૂઇ અનંતા સુખ ભોગી કહીંઇ ન પડિઇ શોગિ "
તે સાર ગુરૂ દેસન સુણી ઘણી ખપ તિહા આદરી
કારિમા સુખ સમાર કેરા રહ્યુ સાહ તે પરિહરી
ભાવ સંયમ શુદ્ધ વેઈ લહ્યઉં કેવલ ગૃહીપણઇ
સુરદત્ત વેષઇ જહીં પૂજા પ્રકલ સુરપતિ તિહા થુણઇ
આઉ બહૂલઉ તેણઇ ભવસ્થિતિ પાલીઉં નિર્મલ થઈ
ભવ્ય પ્રાણી બૂઝવ્યા સુખ ભોગવઇ નિશ્ચલ થઈ
અનુક્રમઇ ચગાવતી નઇ સુત પામીઆ સુરલોક
એકાવતારી સો હુઈનઇ હોસઇ ગતશોક

એ સાહ સગલઉ દાનધારી વરણવઉ નહીં તે પારખઇ
તાસ ગુણ જે ભાભવઇ તે ઠામિ બઇસઇ સારિખઇ
વૃદ્ધતીરથ ગયા ગંગા, દ્વારિકા ગોદાવરી,
કેદાર બદરી, હરિદ્વાર, સાર મથુરા વગપુરી,
અન્ય અઠમઠિ સબલ તીરથ કરઈ જે ફલ હોઇ,
સાહ શ્રી સગાલ કેરુ રાસ સુણતા સોએ
વલી જૈન તીરથ કરઇ જે એહ જન તે સુણઇ એ રાસ
અધિક ફલ એ ભાભવઇ ગુણ સેઠની એ ભાસ
સુણી એહનઉ દાંન મહીમા શ્રદ્ધઇ ગુણ જે એહનઉ,
તે લહઇ સંપદ સકલ અવિચલ, થાઇ નિર્મલ તેહવઉ
એ રાસ ભણતા હર્ષ વાધઇ, સુગુણ સુણતા પામીઇ
વલી આસ પૂરણ સકલ હૂઇ અનઇ વંછિત કામીઇ,
સોલ સંવત સતસઠઇ, માસ વૈશાખઇ વલી,
વદિ બારસઇ એ રાસ પૂરણ હુઈ શુભ મનની રુલી
વૃદ્ધશાના ગુણવિશાલા × × × ગચ્છપતી,
તસ આણુપાલક કનકસુંદર કહઇતુ વઝાયા યતી
વિબુધ શ્રોતા ! રાસ સુણતા હર્ષિઇ ભાવ સુ આણજો.
શશિ સૂર મંડલ તપઇતા જાં રાસ એહ વખાણજો.

ઇતિ શ્રી સગાલસાહ રાસ સંપૂર્ણ ॥ સંવત ૧૬૭૦ લખિતં ॥

3

# સુરદાસકૃત

## સગાળપુરી

### રાગ ગોડી

ગમરૂં વણાએક, પૂરે આશ ગવરીનંદન ગૂંજુ લીવવિલાશ.
ગજવદન ગરજો ગુંણપત સુધ બુધ જે તેહેને શત.
મુષક વાહન. તાત (નરેશ) મહેશ. ઉત્તમ મન આપો ઉપદેશ.
ચતુરમુખ તો છે જે બ્રહ્મ પ્રોહોઢા છે તેહેના પ્રાક્રમ
તેહેની તનઆ તુ, સરસ્વતી તાત તમારો પ્રજાપતિ.
હું લઘૂ બાલ છોં રે મત, કાઈ ન જાણૂ અક્ષર, શત.
ધનજી ભટને લાગુ પાએ, ગાઉં જુગજીવન જાદવ રાએ
હરી ભટનો તું રે તન નિરમલ લેખ કાઇ તાહારૂ મન
હરીઆદ માહે તાહારો વાશ તાહારી પાશે કવે સૂરદાશ.
એ કથા જે શ્રવણે ધરે, પાતિક કોટ તેહેના પરહરે
પુત્ર તણો તેહેને ન હોએ વિજોગ બૂ અવસ્થવમાં પામે ભોગ
અરજુન, ભીમ, જુધિષ્ટર, ધરમ, નીકુલ શેહેદેવ ને ઉત્તમ કર્ણ
કરણ તણું સું કરૂ વખાણ, જેહેને તાત તપે રે ભાણ
કુંતા સરખી જેહેને માત, પાંડવ પાચ સરખા ભ્રાત[1]
પ્રાતકાલ જેણે સમે થાએ, તેણે સમે દાન દેતુ કર્ણ રાએ
શવા ભાર તો આપે હેમ નખેત્ર તો તાં કુશલીખેમ.
શવા ભાર શોવણુ આપતો કાઢુ ઉભ્યાએ ફરી નહી બોલતો
જતી સન્યાસી આવે કોડ તેહેની સ્તુતિ કરે કર જોડ.
દાન દેતો ન કરે નાકાર એહેવા ખત્રી કર્ણ દાતાર
ખત્રીનું ખત્રીવટસ ચતરે વઢતા વઢતા આવ્યો અંત.
શામર્થ સધ તે કર્ણજી જાણ પડયો પ્રથ્વી તે વેધ્યુ બાણ[3]

---

ક્ષે૦ ૧ સધયે વીક્ષાત ૨ મન
૩ સમર્થ તે સધ તે કૃષ્ણજી જાણ પડયો પૃથ્વી ને વેધ્યૂ બાણ.

નારાએણનું લીએ છે નામ રસનાએ બોલે રામ રામ.
તેણે સમે આવ્યા શ્રી હરી બ્રાહ્મણ કેરો વેષજ ધરી.
શ્રી કૃષ્ણજીએ વાણી ઓચરી. "માનભાવ! તૂં દાનેશરી.
માહારે મન મોટો ભાવ આવઓ. તૂહુંને જાચવા હું આવઓ."
"માહરા સ્વામી! સૂં આપીએ? કાંઈ સમીપ હોએ તે લેઈ સોંપીએ.
મણી માંણેક મોતી ભંડાર. કાંઈ નથી, કેહે કર્ણ દાતાર.
" હું કરી આવ્યો મોટી આશ. કાંઇ રે, કરણ! મોકલે નિરાશ?"
સૂરજસૂત કેહે, "સાંભળ, યતી! કનક તણી માહારે દાંતે રતી.
પંડિતજી! લાવો પાષાણઃ" કુંતાકુંઅર કેહે ચતુર સુજાણ.
વલતા બોલ્યા શ્રી ભગવાનઃ એ તો કંહીએ મે નથી દીઠ્યાં દાન.
અડવડતા આખડતા કંણ ગયા, તેટલે દયાલજી પ્રગટ થયા.
" માગ, માગ, રે, તૂં રાજંન! હું તૂઝનિ થઓ તુષ્ટમાન.
દૂં તૂઝનિ તુહોરે દેવ. માગ માગ રે કણ! અસ્વમેવ."
"સ્વામી! તિલક બ્રંહ્મણને હાથે સાર. માત હસ્તક માહારો આહાર.
પુત્રતણે હાથે પંડદાન. મયા કરો મુઝનિ, શ્રી ભગવાન!
સ્થાને વાસુ, ને સુકલે જન્મ. એ તૂં પ્રસંન જનાઅરજૂન.
નયણે નવ દેખું પર વસ્ત. તાહારે ચરણે રાખૂં મત.
પરઅસ્ત્રી વેલાં નુંપૂછક થાએ. સેહેદારા સૂં જોવંન જાએ.
સ્વામીકાજ માહારૂ જાએ જંત. કુંઆરી ભોએ દેહન દે અંત.
ભક્તિ કરતાં ચંત ન ચલે સરજનો સુત સ્વર્ગ પલે.
આનંદ્યો અંગે અપાર દેખી કનક તણા ભંડાર.
સહુ દેખે સુનુ મોવણ: હૈયે હરક્ષો ખત્રી કણ.
હેમ ભલૂં ન કરાએ ભક્ષ. અન વિનાં કેમ બેસ સક્ષ?
અન્ન વિનાં રણો ટલવલી, જેમ જલછંડાવી માછલી.
ભૂખ ખત્રીની દેહને દમે. અંન વીનાં લાધણ કેમ ખમે?
અન્ન વિનાં તેહેને પડે અપવાસ. સ્થાનકે બેશી થઓ નિરાશ.
જેહેવૂં દીધૂં પોતાને પાણ, તેહેવૂં પામીજે નીરવાણ.

જેહેવું દીધું તેહેવું પામ્યા સહી; વાવ્યા પાખે કાંઈ લણીએ નહી.
કૃષ્ણ કેહે; "કર્ણ ! અવિધાર. તેં કાહાને કર્યો ઉપગાર?"
"સ્વામી ! અભ્યાગત આવ્યો એક મંદિર માહારે કરી વિશેખ.
આગતસ્વાગત કીધી અતી. શીરંણુ ન લીધું એકજ રતી.
ખુધારથી હુતો અપાર. કરે કરી દેખાડયું દ્વાર."
કૃષ્ણ કેહે રે કર્ણ ! અવિધાર. જે આંગલીએ દેખાડયું દ્વાર,
તે આંગલી મુખ માંહે ધરો. કર્ણ ! અહમારૂં કહ્યું કરો."
મુખ માંહે મેહેલતાં વાર પંચામ્રત આવ્યા ઓડકાર.
કર્ણ કેહે, "રે કૃષ્ણ ! અવીધાર. એક વાર મ્રત લોક અવતાર.
અંનદાન હું દેઉં ઘણું: ખુધારથીનું દુખજ હરૂં.
ભૂલો આવ્યો ને હાલો ગયો. તે માટે મારો દેહ દહો.
દોયે કર જોડી કેહે સુરદાસ. "અંત્રિક્ષ આવ્યા શ્રી વૈકુંઠનાથ.
કંણકથા થૈ રે પૂરી. હવે કેહેસું તે શગાલપૂરી. ૬૧

રાગ ગોડી.

કાંતી નગરી તો નીજ વાસ. તાંહાંનો લોક છે લીલવિલાશ.
ધર્મ, દયા, મત સત અપાર. અસત ન બોલે એક લગાર.
બંગાલનો સુત શગાલ શેઠ. તેહેને ચેલઓ પડઓ પેટ.
શગાલ શેઠની અસ્ત્રી ચંગાવતી, ચેલૈઆની માતા શતી.
કૂડ કવઘ મારેગ તજે. શ્રી ભગવંતને ભાવે ભજે.
પતની પતનું એકજ મંન, ચતુર ચેલૈઓ તે ધંન ધંન.
ખંડ ખંડ તેહેની ચાલી ખ્યાત તેહેને વખાણે શ્રી વૈકુંઠનાથ.
કૈલાસ વાસો વસે ત્રિપુરાર જોઉં શત એહેનું એક વાર.
જોઉં પારખું પીડા કરી. બારે મેઘ ! તંમ્યો ભાંજો ભરી.
બારે મેઘ ! તંમ્યો કરજો કાજ. ઉતાવલા થઈ વરશો આજ.
જોઉં જતી ઘેર કિમ આવશે. શેઠ શગાલ ત્યારે શત છાંડશે.

રાગ મહલાર.

બારે મેઘ આવ્યા. ઝડ કરી. ત્યારે વરસ્યો અખંડ ધાર રે.
ચંદ્ર સુરજ નહી દેખીએ. નહી ઉઘડે એક લગાર રે. ૧

ધસ્વરે અંતર જોઈઉ, કેહેવું છે એહેનું મંન રે.
એક ઉદર, પાણ પોઢા પાતલા. હરનૂં પરૂએ પચૂં છે તંન રે.
કોઢી કરૂપ કરડીઓ હરને દાંતે બાધા શેત્રાલ રે.
પરુ તણા પરવાહા વેહે હરને મોંઢે ગલે છે લાલ રે. ૩
એહેવો મેલો વેશ ધરી કરી જૈ બેઠા દેહેરા માંહે રે
આનંદ અંગે અતિ ઘણો જોવા નીશર્યા નર ને નાર રે ૪
તેહેવે દેવલ દાખઉ બેઠા દીઠા દેહેરા માંહે રે.
"સ્વામી ! દેવ તણો તૂં દેવતા હું પામી પરમ નિધાન રે, ૫
મુઝ દીન ઉપર દયા કરો જેમ ઘર પુર પાવન થાએ રે."
પછી શેઠ શગાલ ચગાવતી પેલા જતીને લાગે પાએરે.

### રાગ અંદોલ ગોડી

સ્વામીજી એણી પેર બોલે છે અભ્યાગત રે,
" સાંભલો નિ સૂધી વાત રે.
હું કિમ આવૂ? જૂઓની દુખ, સું કરૂં, જો દીલે રે?
જોગ ને, જુઓ રે, ભાઈઓ ! નહી મલે રે.
રગત રાખુ ન રેહે પરૂ તણા પરવાહા વેહે,
દારુણ દૂખે દેહ " એમ કેહે રે.

### રાગ મલાર

શેઠ શગાલ ચંગાવતી વલતાં બોલ્યાં વાણી એમ રે.
" માહારા શ્વાંમી ! મદિર પધારીએ હું તો શેવ કરૂં અનુદિન રે ૧
વેહેલા થાજો. વાર મ લાયો. સી માંડી પૂછાપૂછ રે!
પછે અસ્ત્રી ભરથારે ઉચલ્યો, ઓછંગે લીધો અતીત રે. ૨
અતીત અંગે ઉતરે લોહી પરૂ તણા ઓઘરાલ રે,
ચંત કેહે એહેનું (ન) ચલે ક્ષણ માત્ર એક લગાર રે. ૩
સતી તાં એહેવી શાધવીઃ તમ્યો સાંભલો માહરા નાથ રે,
જો-જો જતીને વાજતૂં રખે ધ્રૂજતા આપણા હાથ રે. ૪
જુગતે જતીને જાલવે હૈઅડે આણે અતિ હાશ રે
એમ કરતાં લેઈ આવઆં તે પોતાને આવાશ રે,
ટાઢાં પાણી; ને મધુરી વાણી; ભાવે કરે હરિની ભક્ત રે

વીઝણો લેઈને વા નાખે એહેવી કરે આગતસ્વાગત રે,
રોજ તળાઇ ઉશીશડા હરને મસુરીઆ બેહુ ગાલ રે.
એમ કરીને પાથરા, સ્તુતી કરે ગેડ શગાલ રે
પછે વલી ઉતાવલા એમ ગશાઈ નીપાઆ રે
પચામ્રત પ્રીશી કરી 'માહરા શ્વામી ! તમો જમો રે'
વલના અભ્યાગત બોલીયા "તમ્યો શાભલો શેઠ શગાન ! રે
તમારા મન માહા છે જે અનનો એ કરશે આહાર રે
અન તણી માહારે આખડી કાઈ થયા છે બહુ દિન રે
મુઝનિ પૂછો તો કહું હું તો મારા કરુ ભોજન રે"
આણૂ અપાદ અજા તણૂ તેહેને વેગે ન લાઓ વાર રે
પ્રીશીને આગલ ધરૂ હવે તેહેનો ન કરે આહાર રે
વલતા અભ્યાગત બોલીઓ 'તૂ શાભલ શગાલ શેઠ ! રે
એક અનોપમ ચેતૈઓ તે પડઓ તાહારે પેટ રે
તેહેને વધ કરો ઉતાવલો જાઓ કાઈ ન લાઓ વાર રે
મુઝનિ પૂછે તો કહું હુ તેહેનો કરીશ આહાર રે"
'સ્વામી ! પુનવાત તો પાધરી, આપણે ઘેર છે જેહ રે
માહારા સ્વામી ! શવારૂ શે ન કહ્યૂ ? ખૂધા પીડે તહમારી દેહ રે

રાગ માર

વેહેલા થાઓની માહારા નાથ ! રે
લાવો ગીઓ છે નીશાલીઆની શાથ રે ૧
માહારો લાડગેહેલડો પૂત્ર રે,
તે તો ભણુવા ગઓ છે સુત્ર રે. ૨
માહારા વાહાલા ! તૂ વેહેલો હીડે રે.
એક જતી ને ખૂધા પીડે રે ૩
એહેવી શાભલી જતીએ વાત રે
બે રૂપ ધર્યા જદુનાથ રે ૪

એક બેહુ રચ્યુ અવાશ રે
બીજુ ગઉ ચેલૈઆને પાશ રે ૫
" તૂ તો શાભલે, ચેલૈઆ ! વાત રે
તૂંને મારશે તાહરો તાત રે. ૬
ગ્રેગ આવ્યો અભ્યાગત એક રે
તેણિ વાત કરી વશેખ રે ૭
તે તો અનની વાટે ન જાએ રે
તાહરા તનનૂં અખાત ખાએ રે ૮
તૂને બાપ મારે વિશવાસી રે
તૂ તો જા ની ઘડી બે નાહાશી રે. ૯

## રાગ ધન્યાશ્રી

ત્યારે નાધડીઓ નીશાલીઓ રે બોલ્યો વાણી બાલ
" માહગ શન્યાસી ! શાચૂ સૂણો રે, સ્વામીજીએ કીધી માહારી શાર ૧
હુ તો ઉમઆ અગથી ઉપનો રે, પીડાએ પ્રશાવ્યો રે પૂત્ર
માશ દશ દુખ ભોગવ્યૂ રે, માતાએ ધોયા રે મલમૂત્ર ૨
હુ તો પાલીને મોટો કર્યો રે, તેહેને કિમ દેઉ રે પૂઠ ?
કહ્યૂ ન માને માત તાતનૂ રે તે છોરૂને• નહી હોએ રે છુટ " ૩
ત્યારે કુંવરે કર ખડીઓ ગ્રહ્યો રે માથે પાટી રે સાર,
ચરણ વાહે ઉતાવલો રે, પિતાજી ને કીધો રે જુહાર ૪
ચરણ લાગો ચગાવતી રે, માતાએ દીધી રે આશીશ
"માહારા કુંવર તૂં કાડામણા ! છેદવાને આણ્યો રે તાહારૂં શીશ ! " ૫
×' માહારી જનુની ! વાગ ન લાધએ રે, વેહેલી થા રે મોરી માત !
પેલા જતીને જમાડવા રે, અભ્યોને કગો રે ઉપધાત ૬

### વલણ*

ઉપધાત અભ્યોને કગો, માતા કર જોડી કુંઅર કહે,

× જનની ન્રિદિ ન લાધએ રે વેહેલી થા રે માહારી માત
• ડારિ

હવે વધ કરો ઉતાવલી. ભૂખ જતીને દેહ દહે. ૭
એહેવા માત વરસને બોલે વાણી શા માટે શાશો કરો!
હવે વિધ્ય કરો ઉતાવલી, તમ્યો માયા મનથી પરહરો ૮

વલણ

પરહરો માઆ છેદો કાઆ, હૈએ હરખ આંણી હસં
તમારે હાથે માહારા પ્રાણ જાએ તો વેગે વૈકુંઠ જૈ વસું.

રાગ કેદારો

વેગી હોરે, માત મેરી! છોરો કેહેતા હે બેરોબેરી.
ભૂખ જતીકું પીડા ભારી.
અરથ ગરથકા માત! લોભ ન કરના, ઉડ ગયા પછી માતા! પડા રે ભગાણ
હમ તમ છૌ રે માતા! દુર પૈઆંણ.
કીશકી બેણ્યુ? માતા! કીશકા રે ભાઈ? શખા મલે હી બાટ બટાઈ
જો રે જી(એ)ગે માબાપ ઓર માઈ, ત્યારે પાએગે માતા પુત્ર ભલાઈ
તબ આપોપે (માતા) મંદિર પલાઈ
કરે વિલાપ અંતર દુખ આણી. નૈયણે નીર વેહે જલપાણી

રાગ વેરાડી

ચતુર ચંગાઈને શેઠ શગાલ બોલે બેશાડો ચેલૈઓ બાલ,
ભાવે ભક્ત રામની કરી, ચેલૈએ શમર્યા શ્રી હરિ.
નાખડીઓ રાખો નિરધાર, પાલી લેઇને કરો પ્રાહાર,
પુત્ર ચેલૈઓ ચતુર સુજાણ માબાપે મલી લીધા પ્રાણ
પુત્ર અખાત પાક જ કરી માતાએ રાંધું ભાણડે ભરી
થાલી પૂરીને મૂકી પાશ, "જમો, જતી મુને દીઓ આશ"

એ તોહોએ પ્રતીત જમ્ નહી શારૂ મસ્તક રાખૂ કહી ?
એ રાખૂ તમે અમ જ શહી શારૂ મસ્તક રાખૂ નહી "
પતની પત એહુ લાગે પાએ "માહરા સ્વામી ! તમને અણુખ જ થાએ"
"તો ઉતરશે માહારી રીશ, એહુ જ્યા મલી એહેનુ ખાંડો શીશ
અનોઅન્ય ગાએ ખાડણા જો આસુ પડે તમ તણા
તોયે તમ્બોને દેઉ શ્રાપ ભૂખો ઉઠી જાઈશ આપ

રાગ પરજીઓ

દ્વાઝ પોકારે થડ ચઢી ' કાએ જનમી મોરી માએ ?
પુત્ર ! પોઢો પારણે વહવન લાગી રે પાએ
પુત્ર, પુત્ર કુલતર પુત્ર કરશણ પુત્ર આગેવાન
જેહેને પછોડે પુત્ર નહી તેહેનો ધ્રહા કુઆ નવાણ
શેઠ શગાલ કેહે રે "હૈઆ ! રહેજે હાથ તો
ટલતો રખે અગતો
મસ્તગ ખાડતા ચેનનૂ રે
ખાડણા માહે મેહેલ્યૂ છે શીશ
કાઈ નથી રીશ માએ બાપને રે
માહરા કુયર ! તાહરૂ કોમલ ખાડણૂ અગ
મિ પાપણીએ ભગ કીધૂ ચેલૈઆ રે
માહારા કુઅર ! તૂને ભમરફલી ભાવતી
બોનાવે ચગાવતી કાલા બોલ દ્યો રે
માહાગ કુઅર ! તાહારી નાશિકા તો નીરમલી
દાત તે દાડેમ કલી, માહરા ચેલની રે
માહરા કુઅર ! તાહારા અધર તા રાતા
શેઠ શગાલ કેહે આતા ! મુદને બોલ દ્યો રે
માહારા કુયર ! તાહારી કેડનો કણદોરો
તુઝ સરખો ને ગોરો કાલા ! કો નહિ રે
માહગ કુઅર ! તહ ને પાશે લેઈ જમાડતી
સીધાશણ માંડની કાલા ! બેશણ રે
મે જાણ્ મોરે પાએ વહ લાગશે
કુલને અજવાળશે માહગ કયનું રે

માહારા કૂંઅર ! તાહારી સૂખડી પહુઆ દાલીઆ
નાધડીઆ નીશાલીઆ સહુ આરોગતા રે
ખાંડણૂ ખાંડતા બાંહોડલી ગે ન તૂટે ?
આખડલી ગે ન ફૂટે ? કાલાને ખાડતા રે
પુત્ર તણા મોટા તે વિજોગ
કેમ મન ગખૂં (શોગ)? અવની વેહેર દીઓ રે
ખાંડણૂ ખાડતાં આંસડા પલાએ
રખે ઉડી જતી જાએ ઘેર આપણેથી રે

## રાગ રામગ્રી

ચતૂર ચેલેંઓ શૂર શીશ તેહેનો કીધો ચૂર
ખાડીઉ માબાપ મલી રાધઉ આપ
આગલ તે મેહેલ્ કીધી
બોલ્યા તે વાણી હસી'
વહેલા થઈને આરોગો માહરા સ્વામી ! સન્યાસી !
હવે કાંઈ કાઢો વાંક ?
સુન્ત જિમ કરે રાંક
વાઝીઆનું અન કિમ લીજીએ અમજ પાક ?
લીઓ અન તમ પહરે
માહરિ પાછો હું પરવરૂ
વીમાસા વીના એહેવૂ સૂં કહૂં ને સુ કરૂ ?
તમારૂ ન આવે કાજ,
પાણી પીવાને અમાજ.
વાઝીઆનું અન તો કીજીએ ત્યાજ
માથે લાગુ રે કરંમ
હવે કીજીએ સુ કર્મ ?
લાભની હુતી વલી આસ્યા મુનગા ખોહીએ રે કર્મ.
શતી કેહેરે 'કથ આણ
અથવી ખેહુ પડીઆ પાણ
પુત્રની તે હવી હાણુ જતી જમ્યો નહી નિરવાણુ'

શતી કેહે શીશ નામીઃ
શાંભળો, શંન્યાસી ! સ્વામી !
હજી હું વાંઝણી નથી. માહરા સ્વામી ! સંન્યાસી !
બોલૂં નહી સ્વામી જુઠું
દેખાડું નિ તમે ઉડુ
માહારી કુખે છે સ્વામી ! બીજુ રે બેટુ.
ચતૂર ચગાઈ મતી
હાથ માંહે લીધી કાતી
ઉદર વાહે તાં વલગા શ્રી કમલાપતિ.
માગ માગ રે તું વર
તુંને તુઠા શ્રી શીશંભર
બોલાવ ચેલૈઓ તાહારો પૂત્ર સુંદર.
તેડતાં તે આવ્યો તન
અંગ દીધૂં આલિંગન
સ્વામીજીએ પૂત્ર આપો જેહેવાં આપણ પામ્યા તન
માએ બાપ તે ચેલ પૂત્રને નરખે
પાશેયા દઆલજીના ચરણ પેખે.

રાગ ધન્યાશ્રી

દીનાનાથ દઆ કરી, શાહેલડી, ભવદુખ ભાજે જેહ
શેઠ શગાલ ચગાવતી શાહેલડી રે ભવદુખ ભાજે જેહ
પુત્ર ચેલૈઓ તેહ શાહેલડી રે
કાંતી દેરા લોક તે આવ્યા અમારે શાથ શાહેલડી રે !
ચોરાસી ચહુટાં ભલાં, શાહેલડી રે, જે છે કાંતી મુઝાર
તે કૈલારી વાશો વશીઆં શાહેલડી રે !
દીનાનાથ દઆ કરી
એરે કથા જે શાંભલે તેહેને દીયા હોએ મોરાર
જંનમ જંનમનાં અઘ ટલે
બે કર જોડી કેહે સુરદાસઃ અંત્રીખ આવ્યા શ્રી વૈંકુંનાથ

३-६

# સૂરદાસકૃત

## કર્ણ વખાણ

### રાગ ગુડી.

સમરૂં વણાયગ પૂરવિ આસ ગવરીનંદન લીધવિશ્રામ
ગજવદન ગિરૂઉ ગણપતિ, સિદ્ધિ બુદ્ધિ જેહનિં નિતુ સતી.
મૂષક વાહન, તાત મહેસ ઉત્તમ મતિ આવુ ઉપદેશ.
ચાતુર્મુખ તા છિ રે ધ્રહ્મ, જેહનાં મોટાં છિ પ્રાકર્મ.
તેહની તનયા તૂ, સરસ્વતી! તૂંહનિં શેવઇ મુનિજન જતિ.
આદિ માતા! તૂ માહારી માત મૂં સુતનુ મ મૂકિસિ હાથ
જગજનની, અંબિકા તૂં. દાસ તહારૂ છૂ રે હૂં
અરે અંબા! તૂ છિ રે અનુપ દૈત્ય દલ્યા તિં આણી કોપ.
છોરૂ કછોરૂ હઇ રે આપ, તુહિ ન દિઇ છેહ માય નિ બાપ.
કમલભૂતનયા તા સોઇ કહિ સુરદાસઃ મૂસાહામૂં જોઇ
સાર કરુ માહારી, સરસ્વતી! તાત તાહારુ પ્રજાપતિ.
વૈષ્ણવજન! હૂં તાહારુ દાસ તહ્યારી દયા કરી ગાઉ અભ્યાસ
અરે, વૈષ્ણવ! મૂહનિં કરુ રે મયા, દીન ઊપરિ આણીજિ દયા
લઘુ કવિની લઘુ છિ મતિ કહી ન જાણૂ અક્ષરસુદ્ધિ
એ કથા જે શ્રવણે ધરિ,[1] પાચ પાતક તેહનિ પરિહરિઇ
સાભલતા દયા ધર્મ ઊપજિઇ, કૂડ કપટ લોભ મોહનિં ત્યજિઇ,
પુત્ર તણુ તેહનિ નુહિ વિયોગ, ભૂતલ માહિ તે પામિ ભોગ
અર્જુન ભીમ યુધિષ્ઠર ધર્મ સહિદે નકુલ નિકર્ણ ઉત્તમ
કર્ણતણૂ હૂં કરૂ વખાણુ જેહનિ તાત તપિ તા ભાણુ.
કુંતા સરિખી જેહનિં માત, પાચિ પાંડવ સરિખા ભ્રાત
પ્રાતકાલ તણુ પોહોર એક કર્ણ દાન દેતુ સવિશેખ
સવા ભાર સોનું આપતુ, જિહ્વા જૂઠ નવિ બોલતુ

[1] સુણિ

જતિ સન્યાસી આવિ કોડિ તેહની સ્તુતિ કરિઇ કરજોડિ
"મુનિ ! કહિ, મનિગમતૂ આપીઇ અપાર, સ્વામી શત લીજીઇ
દાન દેતા ન કરૂ નકાર" એહવુ કર્ણ મહી દાતાર
સોનુ આપી સંતોષિ અતિથ અન્ન ન દેતુ એ દૂષીથ
સબલ કરિઇ કર્ણ સંગ્રામ સાહમુ કોઇ ન ઘાનિ હામ
મહા પરાક્રમી, અનુપમ વાત, અતિ બલવતુ નિ વિખ્યાત,
ક્ષત્રી(નિ) ક્ષત્રીવટસ્યૂ ચત વઢતા વઢતા આવ્યુ અત
અમરથ સરુ કરણ સુજાણ અવની પડીઉ વેધ્યુ બાણિ
નારાયણનૂ લેતુ નામ રસનાઇ બોલિઇ રામ ગામ
એહવિ સમિ આવ્યા શ્રી હરિ વાડવ કેરુ વેજ ધરી
વિપ્રજીઇ વાણી ઉચ્ચરી, "મા'નભાવ ! તૂ દાનેશ્વરી
તૂ તા માહારિ મનિ ભાવીઉ, તુ તૂહનિ વાચવા આવીઉ
કાંઈ એક મૂહનિ દ્યુ રે દાન" બ્રાહ્મણ વેષિ વદિ ભગવાન
બાણિ વેધ્યુ બોલિ કર્ણ. "મયા કરૂ મૂહિ બ્રાહ્મણ !
માણિક મોતી હેમ ભડાર કાંઈ નથી" કહિ કર્ણ દાતાર,
"સ્વામી ! તૂહનિ સ્યૂ આપીઇ ? સમીપિ હૂઇ, તુ લેઈ સૂ પીઇ"
વલતૂ વચન કહિ શ્રીરગ, "પ્રાર્થ્યા પૂઠિ ન કીજિ ભગ
કરી આવ્યુ હૂ મોટી આસ કા, કર્ણ ! તૂ મૂકિ નરાસ ?"
સૂર્યસુત કાહિ, "સાભલુ, યતિ ! કનક તણી તા દાતે ગ્ની"
પડિત પેલુ લ્યાવુ પાષાણ" કૂતીકૂયર કહિ ચતુર સુજાણ
અડવડતુ અડવડતુ ગયુ, તેહવિ દયાલજી પ્રગટ જ થયુ
"માગિ, માગિ રે ! હૂ તુષ્ટમાન ભનુ ! ભલુ !" કહિ શ્રી ભગવાન
"હૂ તૂહુ તુઝનિ" કહિ દેવ, "માગિ, કર્ણ ! તૂહુ અવસ્યમેવ"
કર્ણ કહિ, "રે, શ્રી જુગદીશ ! વલી વલી તૂહિ નામૂ સીસ
સ્વામી મુઝ ! નિ શ્રી વિશ્વનાથ ! સ્તુતિ કરૂ હૂં જોડી હાથ
તિલક બ્રાહ્મણ આપુ સાર. માર્નિ પાર્ણિ મુઝ આહાર

પુત્રતણે હાથે પિંડદાન. મુઝનિ મયા કરુ, ભગવાન!
* પાત્રને હાથે માહરું પુણ્ય. માહરું મનુ તુ શુ અનુદિન
ગંગાતટિ માહરૂં પતન, કરણુ કહિ, તુ માનિ મન્ન
સ્થાનિક ? વામ; સુકુલિ અવતર્ણું; તૂં પ્રમન્ન તુ સામલવર્ણું!
નયણે દેખૂં પીયારુ માલ, તાહારે ચરણે ચિત, ગોપાલ!
પર સ્રી વેશ્યા નપુસક થાઈ. સ્વહારારયૂં યૌવન જાઇ
સ્વામી કાપિ માહારુ જાન્ને જંત દૂંયારી ભૂમિ મૂહિ દદંત,
સ્વામી! ગેનકનિ ચાપીઇ, મયા કરી મૂહિ આપીઇ"
સ્તુતિ કરતા ચિત ન ચલ્યુ. સૂર્યનું સુત સ્વર્ગિ પહ્યુ
આનંદ અંતરિ હૂઉ અપાર, અનિ કનક તણાં પેખિ ઘરદ્વાર
સ્યૂ દેખિ ? તુ, સાત સુવર્ણ. અંતરિ હરિખ્યુ ક્ષત્રિય કર્ણ
હેમદાન તા દીધૂ બહૂ કનક તણૂં તાં દેખિ સહૂ.
કર્ણતણૂ પીડાઇ તન: ભોજન ભખવા ઊપરિ મન્ન
અવટાઇ તે અનુદિન કૌતાકૂંયર ન પામિઇ અન્ન
અન્ન વિના રહ્યુ ટલવલી, જિમ જલછડાવી માછિલી.
અન્ન વિના પડીઉ ઉપવાસ. સ્થાનકિ ? નિકુ થઈ નિરાસ.
સ્તુતિ કરિ છિ ઘણી રે ઘણી, તેતલઇ આવ્યુ વૈકુંઠધણી.
કૃષ્ણ કહિઇ "કા ? દાનેશ્વરી!" કર જોડી કર્ણિઈ સ્તુતિ કરી:
"સાર કરુ માહારિ, સામલવર્ણ! સ્વામી! નથી રે ભરણ પોષણ,
પોહી પીડા, જે નહી અન્ન મયા કરુ મૂહનિં, મધુસૂદન!"
"જેહવુ તૂ ચાલ્યુ મૃત્યુલોકિ, તેહવા તુઝનિં મિલીયા યોગ
જેહવૂં દીધૂ તેહવૂં પાયા સહી: વાવ્યા વિણ કિમ લણીઇ લઈ?
જેહવૂ દીધૂ પોતાનિ પાણિ, તેહવૂ પામીજિ નિર્વાણિ
હેમ દીધૂ, તુ પામ્યુ હેમ. જે ન દીધૂં તેહનુ નિત નેમ"
"સ્વામિ! મેં અન્નદાન ન દીધ સમાર માહિ અવતરી સ્યૂં કીધ?
ધરણીતલિ હું ભૂલુ ભમ્યુ અન્ન દીધા વિણ દેહડુ દમ્યુ

* પુનપાણિં માહારૂ પાન માહારી મનિ તુ શ્ર અન્હ દાન
◦ સ્થાનકિ

મિં મૂઢિ નવિ જાણ્યુ મર્મ. મંસાર માંહિ સ્યૂં કીધુ શર્મ ?
કાલુ આવ્યુ, નિ ભૂલુ ગયુ. અન્ન દીધા વિણ દુખીઉ થયુ.
સ્તુતિ કરૂં છૂં વારોવાર. બિરદ વહિ બાલુ બ્રહ્મચારિ.[1]
પ્રાક્રર્મનુ હૂં પાર ન લહૂં. ' એક રસના '–એહવૂં કિમ કહૂં ?"
"કરણ!કહિ, તિં કીધુ ઉપગાર!""સ્વામિ! અભ્યાગત આવ્યુ ઘરબારિ
અભ્યાગત તાં આવ્યુ એક માહારિ મંદિરિ કરી વિશેખ.
અભ્યાગતનિ સ્વાગત કીધી અતિ. કનક ન લીધૂં એકિ રતી :
'ક્ષુધારથી હૂં, ભૂખ્યુ અપાર.' કરિં કરી દેખાડૂં દાર.
કૃષ્ણ કહિ, " કર્ણ ! તૂં અવધારિ તે અંગુલિ મુખ માહિ ધારિ.
કરણ ! અહ્મારૂં કહ્યું રે ! કરુ. " પ્રમાણ બોલ તે હરિનુ ખરુ :[2]
મુખ માંહિ ભુજ મેહલતાં વાર અમૃતના આવ્યા ઊડકાર.
કરણ કહિ, " રે ! ક્ષમા અવધારિ એક વાર મૃતિલોકિ અવતારિ;
અન્નદાન દેઉં અતિ ઘણું; ક્ષુધારથીનૂં દુખડૂં હરૂં.
આ વારનું આપુ અખધી." સ્વામિનિ કરણિ વાણી વદી.
બિહુ કર જોડી કહિ સૂરદાસ : વખાણીઉ કરણ લીલવિલાસ

રાગ આસાઉરી

કાંતી નગરીનુ નિજ વાસ, જિહાંના લોક છિ લીલવિલાસ.
ધર્મ દયા મતિ સતિ અપાર. અસત્ય ન બોલિ એક લગાર.
બંગાલનુ સુત સૂગાલ શ્રેષ્ઠિ, તેહનિ ચેલૈઉ ઊપનુ પેટિ.
સૂગાલની સ્ત્રી ચંગાવતી, ચેલૈયાની માતા મહાસતી.
પત્ની પતિનૂં એક જ મન, ચતુર ચેલૈઉ તેહનુ તંન
અધમ પક્ષનિં દૂરિં ત્યજિઇ; શ્રી ભગવતનિં ભાવિં ભજિઇ.
લય લાગી લક્ષ્મીવર સાથિ પુન્ય કરિ પોતાનિ હાથ.
યતિ સંન્યાસી અતિથિ અપાર તેહનિં વખાણિ વર્ણ અઢાર.
અતિથ અભ્યાગત આવિ લક્ષ; ભાવિં કરિ ભોજનનિ ભક્ષ.
સ્ત્રી ભર્તાર ભલી ભક્તિ જ કરિઇ; અમૃતવાણી મુખિ ઉચ્ચરિઇ.

---

૧ વિરદ વહિ બાલુ બ્રહ્મચારિ ૨ કરુ

પુત્ર તણી ચોટેરી વાત: વચન ન લોપે જનની તાત.
અન્નદાન દીધ તે ઘણું. સ્થાનકિ મન રાખિઇ આપણું.
ક્ષુધાર્થી ક્ષણ માત્ર ન ટલિઇ, તુહિઇ કહિનૂં ચિત્ત ન ચલિઇ.
પુત્ર, પિતા નિ[1] ચંગાવતી—કુટિલ ભાવ કુહુનિ નહિ રતી.
જતિ જમાડયુ દુખ જેહ, અન્નઉદક ઉપજાવિ તેહ;
તુ ત્રણિ જણ ભોજન ભખિઇ : એહવી અનોપમ લાગી વિખિઇ.
એહવી તેહની ચાલી વાત. તેહનિં વખાણિ વૈકુંઠનાથ.
કૈલાસવાસી કહિ ત્રિપુરારિ સત્ય જાૂઉ એહનૂં એક વાર.
જાૂઉ પારખૂં પીડા કરી. બારિઇ મેઘ! ભાંજુ જઇ ઝરી.
વેગિં વૃષ્ટિ કરુ જઈ આજ. અરે, મેઘ! કરુ એહ કાજ.
ઊતાવલા વરસુ. ખંચિ[2] ન ધાર. મ ઊઘડસ્યુ એક લગાર.
જોઊં, જતી ધરિ કિમ આવશિઇ. સાહાસિક ત્રણિ સત છાંડશિઇ.
અભ્યાગત આવી નહિ સકિઇ." કૈલાસવાસી વાણી બકિઇ.

રાગ મહુલાર

બાર મેઘ આવી ચઢવા; કાંઇ વરસિ અખંડ ધાર! રે!
ચદ સૂરજ ન દેખીઇ, અનિ મેઘ ન ઊઘડિ લગાર, રે!
શ્રેષ્ઠિ સગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોય રે!
વીજલડી; ઘન ઝડિ કરિઇ; અતિથ ન આવિ બારિ રે!
જતિનિ જમાડીનિ જમિ : એહવી અગડ[3] અનોપમ સાર. રે!
ચિહુંદશિ ચાલિ ચેલૈઉ; જોઇ જતીનિં અપાર. રે!
બાર ઘન ગર્જન બહુ કરિઇ. ધાર ખંચિ નહિ ક્ષણ માત્ર રે!
અતિથ આવી ન હ સકિઇ. દેત્ર વરસિ દિવા નિ રાત્રિ રે!
સત્યવાદી સહાસિક, રે! અનિ દિવસ પડિઇ ઉપવાસ, રે!
તુહિ સત્ય ન છાંડિ આપણૂં. અન્ન ભખિ નહિ એક ગ્રાસ. રે!
ભૂખ ત્રિહુંના દેહનિ દમિઇ, તુહિ અંતરિ ન આણિ દુ:ખ. રે!
જતી કહી જડિ નાહ; બીજુ મેઘ; ત્રીજી બહુ ભૂખ. રે!

૧ પોતાનુ ૨ ખંડ ૩ આગ્રહ

પધારિ અંતરિ અનભગ્યૂં : જોયૂં. ત્રિહૂનૂં છિ કેહેનૂં મંન. રે!
કોઢીણી રૂપ નિ કુષ્ટીઉ રક્તપિરુઇં પચીઉ તંન. રે!
કાલુ કછંદ નિ કૂબડુ. તેહનિ દેહિ બાધી શેવાલ. રે!
અઠોત્તર સુ વ્યાધિ આવીનિ તેહનિ શરીરિ કરી સંભાલ. રે!
બિહુ વેષ મિલુ કરી. તેહનૂં ડીલ દુર્ગંધ ગધાઇ. રે!
ઉદર પોઢૂં. પાણિ પાતલા—એહવુ દીઠુ રાજાધિરાય. રે!
નયણે નિશિ નિહાલતાં દેહરૂં દીઠૂં વનહ મઝારિ. રે!
આનંદિ અંગ ઊપનુ ઘણુ. જોવા ચાલ્યાં નર નિ નાર. રે!
શ્રેષ્ઠિ સગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોવ. રે!
ચાલ્યા બહુ પા

( અપૂર્ણ )

૩–મ

## સુરદાસ કૃત

### સગાળપુરી (૨)

### રાગ ગોડી

સમરું વિણાયક પૂરે આસ ગયવરીનંદન લીલ વિલાસ
ગજવદન ચ્યરુઓ ગણુપતી સિદ્ધિ બુદ્ધિ બેહુએ જેહને ઘેર સતી
પ્રજાપતિપુત્રી પ્રણમૂં વાકચાતુરી હર્ષે કયૂં
આદિ માતા એટલૂં આપીએ અતિ અજ્ઞાન જડ કાપીએ
આગે અનુકંપા એહને કરી સાંભલ્ય કથા તે કહું વિસ્તરી
ગર્ભયોગેશ્વર શુક્ર અભિધાંન હેલાં હરિપદ પાંમ્યો નિજધ્યાંન
સુષક વાહન તાત મહેશ ઉત્તમ મતિ આપો ઉપદેશ
ચતુર મુખનો છે રે બ્રહ્મ તેહેનાં પ્રૌઢાં છે પ્રાક્રમ
તેહની તનયા તનયા તું સરસ્વતી તુહને શેવે મુનિજન યતી
આદિ માતા તું માહારી માત હું પુત્રનો મ મૂંકીશ હાથ
જક્તજનુની અંબિકા તૂં દાસ તહ્મારો છૂં રે હૂં

છોરૂ કછોરુ હોએ રે આપ પણ છેહ ન દે માય ને બાપ
કમલસુતનયા તું સોય કેહે સૂરદાસ મૂં સાંહામૂં જોય
ગાર કરો માતા સરસ્વતી તાત તહ્મારો પ્રજાપતી
વૈષ્ણવજન હું તહ્મારો દાસ તહ્મારી કૃપાએ ગાઉં અવિનાશ
અરે વૈષ્ણવો મુજને કરો મયા મુજ દિન ઉપર્ય આણો દયા
હું લઘુ કવિતી લઘુ છે મતિ કહી ન જાંણું અક્ષર સત્ય
બેહુ કર જોડી કહે સૂરદાસ ધનંજે વચને કરું અભ્યાસ
હરિહર ભટનો કહિએ તંન તેહેનું નિર્મલ છે રે મન
રવાલ માહિ તેહનુ વાસ તેહેની કૃપાએ કરી ગાએ સુરદાસ
ધનજે ભટ તાહારે લાગૂં પાય તાહારે પસાએ માહારે પદ બંધાય
એહવી કથા કો શ્રવણે ધરે પાતક તેહેનાં પંચ પરહરે
સાંભલ્યે ધર્મ દયા ઉપજે કૂડ કપટ લોભ મોહોને તજે
પુત્રતણો તેહેને નોહે વિયોગ ભૂતલ માંહિ તે પામે ભોગ

અર્જુન ભીમ જે સહોદર ધર્મ સહદેવ નિકુલ ને કર્ણ ઉત્તમ
કર્ણતણૂં કરુ રે વિખાણ જેહેનો તાત તપે રે ભાંણ
કુંતા સરખી જેહને માત પચ પાડવ સરખા જેહને ભ્રાત
પ્રાતઃકાલ તણો પ્રહર એક કર્ણ દાંન દેતો વિશેખ
સવાભાર આપતો હેમ સદા શિરોમણિ કુશલી એમ
સવાભાર સનું આપતો જિહવા જૂઠું નવિ બોલતો
યતી સન્યાસી આવે કોડિ તેહેની સ્તુતિ કરે કર જોડિ
મુનિ કહિ મનગમતુ દીજીએ અપાર સ્વામી શત લીજીએ
દાંન દેતો નવ્ય કરે નકાર એહવો ક્ષત્રી કર્ણ દાતાર
સત્ર આપી સંતોખે અતીય અન્ન ન દેતો એક દીશીય

કર્ણે કીધો સબલ સંગ્રામ સાંહામૂં કોય ન ધાલે હાંમ
માહા પ્રાક્રમી અતિ પુણ્યવંત અતિ બલીઓ ને બહુ કલવંત
ક્ષત્રીને ક્ષત્રવટશું ચ્યંત ભડતા ભડતાં આવ્યો અંત
સમરથ સુત કર્ણ સુજાંણ અવની પડિઓ વેધ્યા બાંણ

નારાયણનું લે છે નામ રસનાએ બોલે રામ રામ
તેહેવે સમે આવ્યા શ્રી હરી વાડવ કેરો વેષ જ ધરી
વિપ્રજી વાંણી ઉચ્ચરી માંનભાવ તુ દાનેશ્વરી
કાંઇ એક મુજને દે રે દાંન બ્રાહ્મણ વેષે વદે ભગવાંન
બાણે વેધ્યો બોલે કર્ણ મયા કરો મુજને શ્રી બ્રાહ્મણ
માણિક મોતી હેમભંડાર કાંઇ નથી કેહે કર્ણ દાતાર
સ્વામી તહ્મને શું આંપીએ સમીપ હોએ તો લ્યઇ સોંપીએ
વલતુ વચન કહે શ્રીરંગ પ્રાર્થ્યા પૂઠે ન કીજે ભગ
હું કરી આવ્યો મોટી આસ કાં કર્ણ મેહેલે નિરાસ
સૂર્યનો સુત કેહે સાંભલો જતી કનકતણી છે દાંતે રતી
પડિતજી લ્યાવો પાષાણ કુંતાકુઅર કેહે ચતુર સુજાંણ
વલતું વચન કહે ભગવાન એ તો કહીએ સેવા દાંન
અડવડનો અડવડતો ગયો એટલે દયાલજી પ્રત્યક્ષ થયો
માગિ માગિ રે કર્ણ તુષ્ટમાંન ભલુ ભલુ કેહે શ્રી ભગવાન
તુઠો હુ કેહે તુજને દેવ માગિ માગિ રે કર્ણ અશ્વમેવ
કર્ણ કહે રે શ્રી જગદીશ વલી વલી ચર્ણે નામુ શીશ
સ્વામી હું હોઓ સનાથ સ્તુતિ કરે કર જોડી હાથ
તિલ(ક) બ્રાહ્મણને હાથે સાર માની પાણે માહારો 'હાર
પુત્ર તણે હાથે પિંડદાન મયા કરો મુહને શ્રી ભગવાન
પાત્રને હાથે માહારુ પુણ્ય માહારૂ મતુ તુશુ અનુદિન
ગંગાને ત્રટિ માહારુ પતન કર્ણ કહે તો માને મન
રછાને વાસ કુલે અવતર્ણુ તો પ્રસન્ન સુહને સામલવર્ણુ
નયણે દેખું પરમ કૃપાલ તાહારે ચર્ણે ચિત્ત ગોપાલ
પરસ્ત્રી વેલા નપૂંછ્યક થાઇ સ્વદારાશું માહારૂં યૌવન જાય
સ્વામી કારણ માહારો જાય જંત કુઆરી ભોમિ દેહને અંત
સ્વામી સેવકને રછાપીએ મયા કરી મુજને આપીએ
ભક્તિ કરતાં ચિત્ત નવ્ય ચલે સૂર્યનો સુત સ્વર્ગે પલે
આનંદો અંતરિ અપાર કનક તણાં પેખે ઘર દાર

સૂં દેખે સોહાલું સોવર્ણ હઈડે દચ્યો ક્ષત્રી કર્ણ
હેમ દાંન તે દીધૂં બહુ કનક તણૂં તાં દેખે સર્દ
કર્ણતણૂં પીડાએ તંન ભોજન ભખવા ઉપરિ મંન
અવટાએ અંગિ નિશદિન કુંતા કુંઅર ન ચ્યવે અન્ન
ભૂખ ક્ષત્રીના દેહને દમે ઉખધી નહી જે ક્ષુધા વીમમે
ધનેશ્વરીના દેહને નડે સૂર્યના સુતને લધન પડે
અંન વિના રહ્યો ટલવલે જ્યમ જલછંડાવી માછલી બલે
અંન વિના પડ્યુ ઉપવાસ સ્વાનકિ બેઠા યે નિરાસ
સ્તુતિ કરે છે ધણી ધણી તેટલે આવ્યા વૈકુંઠધણી
કૃષ્ણુ કહે રે દાનેશ્વરી કર્ણ કર જોડી સ્તુત્ય જ કરી
સાર કરો રે સામલવર્ણ સ્વામી નથી રે ભર્ણપોષણ
પોઢી પીડા ઇ નહી અંન મયા કરો મુજને મધુસૂદન
સર્વ નિરંતર દેખું સોવર્ણ અંન ન દેખું એમ કહે કર્ણ
હેમ ભલું ન કરાવ ભક્ષ અંન વિના નવ્ય દેખું સુખ
જેહેતું હું ચાલ્યો મૃત્યલોક સના શું વ્યલીયો મંયોગ
જેહેવૂં દીધૂં તેહવું પાંમ્યો સહી વાવ્યા વિણુ ક્યમે લણીઇ નહી
જે દીજે પોતાને પાણિ તેહેવૂં પામીજે નિર્વાણિ
દીધૂં હેમ તો પાંમ્યો હેમ જેહને દીધૂં તેહનો નિત નેમ
કૃષ્ણજી મેં ન દીધૂ અંનદાંન ફોકટ ફેરો ફર્યો ભગવાંન
સ્વામી મેં અંનદાન ન દીધ તો મંસાર માંહિ અવતરી શું કીધ
ભોમિ ઉપરિ હું ભૂલો ભમ્યો અંન દીધા વિન દેહકુ દમ્યો
મે મૂઢે ન જાણ્યો મર્મ તો સંસારમા કીધો મર્મ
ઠાલો આવ્યો નેં ભૂલો ગયો અંન દીઠા વિણ દુખિયો થયો
સ્તુતિ કરે છે વારોવારિ બૃદ વહે બાલો બ્રહ્મચારિ
પરાક્રમનો પાર ન લહું એકિ રસનાઇ કિમ કહું
માનુષ રૂપ માધવ અવતરી શંખાસુર માર્યો શ્રી હરી*
ત્ય વધીને વાલ્યા વેદ ભૂધરજી અવની દુ ભેદ

* અહીંથી શરૂ થતુ અવતારવર્ણન ૩ તથા ૩-ક મા નથી; પરંતુ જુદી રીતનું ૭ મા છે.

કૌરવ રૂપ કૃષ્ણજી એ કર્યું વાસગ નાગ કર્યો નેતરૂં
મંદરાચલ રવાઇયો કીધ હાથે સુર અસુર નેં દીધ
સમુદ્ર વિરોલ્યો તેં વીઠલા ચૌદ રત્ન કાઢી કમલા
વારાહ ડાઢાએં રાખી પ્રથવી
નરહરિ રૂપ લીધૂં નરહરી પાપીએ પુત્ર પીડયો ઘેર ઘેરી
દિવા નિશા નેં ઘર બાહાર્ય ના આકાશ અવ્યતી આધારિ
અંતરિ ઉભો આદિ અનંત દ્દષ્ટિયે હવી કમલાકંત
ગર્જના કરે બગાઈ બહૂ દેવ દાનવ ભય પામ્યા સહૂ
હિરણકસ્યપને કીધો નાશ અનુચર વચને આપ્યો ઉલ્લાસ
વામન વેષ લીધુ વિશ્વનાથ યજ્ઞેં જાઇનેં ઓડયો હાથ
સુરપતિ કેરૂં કરવા કાજ ભિક્ષુક ભલો થયો મહારાજ
યજ્ઞ તણૂં કર્મ પોતેં સ્થાપિ ત્રણ્ય કર્મ મુહનેં અવિની આપિ
પગલાં ભરતાં પુહુતો નહી એક કર્મનો મારગ કયહી
પિંડ પૂરે પછેં પરહર્યો પાગ એહવો અતલીબલ રાજાધિરાજ
બલિ રાજા ચાંપ્યો પૈયાલ પછેં પોલિયો થે રહ્યો દેવ દયાલ
ફરશુરામ ફરશી કરિ કરિ ધરી એકવીસ વાર ભૂ નક્ષત્રી કરી
રાંમે સાગર બાંધી પાજ પોતાની પત્નીને કાજ
લીલા લઘુ વેલ લક્ષ્મીવર વીર સેન ઉતાર્યું સાયર તીર
સુગ્રીવ અંગદ કપી હનુમંત નલ નીલ નેં જાંબુવત
રામે રોલ્યો રણ્ય રાવણ કુટુંબ સહિત્ત માર્યો કુંભકર્ણ
વિભીષણનેં આપ્યું રાજ્ય સેવક જનનાં શીધાં કાજ
આઠમોં કૃષ્ણ અવતાર દૈત્ય સમસ્તનો કીધો સંહાર
પ્રથમ શોષી તી પૂતના ટાલ્યા મહોત્સવ તે ઇંદ્રના
ગોવર્દ્ધન તોલ્યો તે પાણિ નરકાસુર માર્યો નિર્વાણિ
અઘાસુર બકાસુર જેહ સકટાસુર સકટાસુર સંઘાર્યો તેહ
દાવાનલ ઉપાડી પીધ કાલીનેં તન કષ્ટજ દીધ
ચાણુર મુષ્ટક મલ્લ મારીયા ગજના દંત ગલિ કાઢીયા

કાલો કછત્ર ને કૂબડો તેહને દાત વલણુ સેવાલ રે
અગોત્તર સો વ્યાધિ આવી કરી શરીરે મંવાલ રે
બેહો વેષ મેલો ધરી તેહનું દીલ દુર્ગંધિ ગધાએ રે
ઉદર પ્રૌઢ પાણિ પાતલા દેહેરે બેઠો રાજાધિરાય રે
નયણે નિશ્ચે નિહાલતા દેહેરું દીઠુ વન મુઝાર રે
આનંદ અંગિ ઘણો જોવા ચાલ્યા દેઉલ માંહિ રે
શ્રેષ્ટ સગાલ ચગાવતી દેખી આવ્યા દેઉલ માહિ રે*
મગાલ લાગી ચગાવતી જતીજી દીજીએ જીવતદાન રે
માહરે દેવ તણો તાં દેવ તું હું પામી પરમનિધાન રે
શ્રેષ્ટ મગાલ સેવા કરે બે લાગા જતીને પાય રે
અમ દીન ઉપરિ દયા કરો અહ્માર તો મન હૈડુ ટાઢુ થાય રે

રાગ અંદોલ

સ્વામી એ વચતૂ ઇમ બોલે અભ્યાગત
સાંભલો ના સ્વધી વારતા એ
એમ કહે છે અતિથ એ પછે કરશો પીથાપીથ્ય
તે માટે તહ્મને પેહેલુ પ્રીછવૂ એ
અવશ છે માહારૂ અગ એકૂ નથી રૂડો ઢંગ
ભગ વ્યાધિ કરી મૂકીઉ એ
સાભનો રે સ્ત્રી ભર્તાર રૂડૂ તો નથી લગાર
વાર મ લાઉ રે વેગે વનો એ
રક્ત તો રાખ્યુ ન રહે પીરુ ના પ્રવાહ વહે
તમને દારણ દહે દેહને એ
તહ્યો મુહને લ્યઇ જાશુ આહાવા આગલ કયમ રેહેશુ
સુગ આંણશો એક જણૂ એ
તો ε તહ્મને દેઇશ શાપ ભૂખ્યો ઉઠી જાઇશ આપ
પાપ હશે તહ્મારા પિંડને એ

* ૩-૬ અત્રેથી અધૂરી છે

## રાગ સામેરી

શ્રેષ્ટ સગાલ ચગાવતી બોલીયા વાણી એમ
જતીજી મંદિર પધારીએ હું કરું સેવા ત્યમ
દયા આણો દીન ઉપર્ય સ્વામી કરો રે મભાવ
વડી વારનો કરુ વીનતી એમ કહે શ્રેષ્ટ સગાલ
વેહેલા થાઉ વાર મ લાઉ કા માડી પીયાપીય્ય
પછિ સ્ત્રી ભર્તારિ ઉચ્ચથી ઉછંગિ લીધુ અતીય
તિમિ તિમ અતિથ્યનેં ઉત્તરે પ્યરુના ઓધરાલ
ચિત્ત કોહોનુ ચલે નહી ક્ષણ માત્ર એક લગાર
સતી એહવી માધવી કેહે સાભલિ માહારા નાથ
જોજયો જતીજીને વાગતૂ ખૂચતા આપણા હાથ
ઢોલ તલાઇ ઓશીસડા મશરીયા ગાલ
પ્રેમ કરીને પાગ ચાપે સ્તુતિ કરે શ્રેષ્ટ સગાલ
ટાઢૂ પાણી મધુરી વાણી ભાવે કરે બહુ ભક્તિ
વા નાખ વાણી વદે એહવી કરે આગતાસ્વાગતિ
આનંદે ઉતાવલા રસોઈ નીપાઈ રમ્ય
પચામૃત આણી પ્રીશીઉ માહારા જતી તું જમ્ય
અભ્યાગત એમ બોલિઓ સાભલો સ્ત્રી ભર્તાર
તહ્મારા મનમા એહવુ હશે અંન કરશે આહાર
અંનની માહારે આખડી તે હવા બહુ દિન
સાભલો સધૂ કહૂ તુહ્મને માસ કરુ ભોજન
આશ્ચર્યુ અખાજ્ય અન્ન તણુ તતક્ષણ તેણી વાર
આગલ્ય આણી નેં ધર્યું જતી ન કરે આહાર
પછે પુત્ર ન પેખે કયહી સુત સમો સુવર્ણ
અપતિ કો આપે નહી પછે કરે વિમાસણુ
ખડભડ કા ખોટી કરો સાભલો સગાલ શ્રેષ્ટ
એક અનોપમ કુઅર પડિઓ તહ્મારે તા પેટિ

વધ કરો વેગે કરી ઠા લાઓ છો વાર
એક જ એક કેલૈયાનૂ માસ કરીગે આહાર
પુત્રની વાત છે પાધરી હુએ પોને આપણો જેહ
માહાર સ્વામીજી મહવારેડૂ સ ન કરુ તહ્મારો ક્ષુધાએ
પીડાએ દેહ

## રાગ મારૂણી

વેહેલા જાઓ ના માહાર નાથ વાહાનુ ગયો નેશાલીયાને
સાથે રે
માહારા બાહૂઅડાને બોલાવો રે કુઅરને કો સાથે કાહાવોરે
માહારો વાહાલો વેહેલેરડો હીડેરે આહા ક્ષુધા અતિથને પીડે રે
માહારો લાજ્યકવાહો પુત્ર રે વાહાનો ભણવા ગયો છે સુત્ર રે
એહવી જાંણી જતીએ વાત રે બે રૂપ ધર્યા જગનાત રે
એક મેહુ રહ્યુ અવારય રે બીજુ આવ્યુ કેલૈયા પાશ રે
તુ તો સાભલિ કેલૈયા આપ રે તુહને મારશે તાહારો બાપ રે
બારિ બેઠા સન્યાશી એક રે તેહની વાત છે વિશેખ રે
તેહને અંન એક રુચિ ન આવે રે તાહારા તનનૂ અપ્પાન્ય ભાવે રે
તુહને બાપ મારશે વિશ્વાશીરે તુ જા ના ઘડી બૈ નાહાશી રે

## રાગ ધન્યાશી

નાહાનડીઓ નેસાળીઓ રે બોલીયો વાણી બાલ
ચતુર કેલૈઓ એમ કહે રે સ્વામીએ કરી રે સંભાલ
સન્યાશી સાચૂ સુણ્યુ રે એક અનોપમ વાત
છાડી ગયો છૂટ્ટ નહી રે દુ ખ ધરે ચગાઇ માત
અંમા ઉદર આવી વશો રે પીડાઇ પ્રસવે મા પુત્ર
માસ દસ દુ ખ ભોગવે રે માડી ધોયે રે મલમૂત્ર
અતિપાલી પોઢા કરે રે તેહને કયમ દીજે રે પૂઠિ
કહ્યુ ન કરે કુટબનૂ રે તો છોરુને કિમ હોઅે છૂટિ
એણી વાતે હૂ ઉરણ થયો રે મરતાં

જે જનુનીને ધાનીઓ રે તે જમશે જતીજી રૂડૂં જાણિ
પ્રાણ જહારે પરવશ થશે રે તેવારે શરીર નહી આવે આથિ
માહારા બાપજીનૂં દુખ ટાલશું રે મરશુ માતા ચગાઇને હાથ
કુંઅરે કર્યું ખડિઓ ધર્યો મસ્તકિ પાટી મેહેલી સાર
ચરણુ ઉતાવલાં ચાલવે રે કેલૈયાનેં હરખ અપાર
મંદિર આવ્યો મલપતો રે નાંહાંનડીઓ લીલવિલાસ
ચરણે લાગો ચગાઇને રે કેલૈઆનેં ચિત્ત ઉહલાસ
જનની જેડિ ન લાઇએ રે વેહેલી થા રે મોરી માત*
અતીથનેં અરોગવા અહ્મનેં કરો રે ઉપધાત

ઢાહિ

ઉપધાત અહ્મનેં કરો અંબા કર જોડી કુંઅર કહે
વધ કરો વેગે કરી ભૂખ જતીના દેહને દહે
સાત વરિષનો વદે વાણી શા માટે માસો કરો
દ્રઢ થાઓ માહારા માયબાપ રે માયા મનિથી પરહરો

(વલણ)

પરહરો માયા છેદો કાયા હઇડે હરખ આણો હશૂં
તહ્મારે હાથે માહારા પ્રાણ જાએ તો નિશ્ચે વૈકુંઠ જૈ વસું

રાગ કેદાર ગોડી

વેગ હુ મેરે મેહેતારી લરકા પોકારે વારોવારી
ભૂખ જતીકું પીરત ભારી અમકું વધો મેરે માયબાપ
માયા મોહ છારી
અરથ ગરથકા લોભ ન કરણા તરુઅર પખી જ્યુ મગિ મ્યલણા
ઉડ ચલે પખી જબ પડીયા બિહાંણા બહુત નીકસે દૂરિ પિયાંણા
અરે આઇ એસી હે સગાઈ દેખે મે ....................
× × × ×

* જુઓ પાદટીપ પૃ. ૬૩.

કડવું ૧૦

× × × ×

તમ પસાએ આદિ ગાઉં ખાંડણાં
માડીના માંડણ માહારા કેલૈયા ભાઈએ
ઊખલા માંહે મેહેલ્યું પુત્રનું શીશ
લગાર રીસ નહિ માહારા બાપનેએ
શ્રેષ્ટ સગાલ ચગાવતી અંગ રે રમાડે માહારા કેલૈયા ભાઈ
ખાંડતાં ખાડતાં આંસુડાં જો પ્યરે
ઊઠીને જતી જાએ આપ ઘરે જતી જાણે તો ન કરે ભોજન
તે માટે રાખું મન દઢ કરી કુંઅર તાહારૂ અનોપમ તંન
બુંડી અરે ભગ કર્યું માહારા કેલૈયા ભાઈએ
કુંઅર તાહારી વેણી આતા ઝીણી
કેટલી રે કહું કાંહાંણી માહારા કેલૈયા ભાઈ
કુંઅર તાહાંરા કર્ણ બે કોડામણા
એકૂને નહી અલખાંમણા માહારા કેલૈયા ભાઈ
પુત્રડા તાહારૂં દીપતડું કપોલ
ચંદનના રોલ માહારા કેલૈયા ભાઈએ
પુત્રડા તાહારી ચક્ષ જશી કોરંગ
લેતી રે ઉસંગિ માહારા કેલૈઆ ભાઈએ
પુત્ર તાહારી ભ્રમરિ રૂડી ભાવતી
સ્તુતિ કરે ચંગાવતી કેલૈયા બોલ દુઅ
પુત્રડા તાહારી નાશકા ખાંડી ન સકું
બોલ દે તું આ વાર માહારા કેલૈયા ભાઈએ
પુત્ર તાહારૂં કોમલ ખાંડુ મુખ
દીઠે જાએ દુઃખ મા બાપનું એ
પુત્રડા તાહારા અધર રૂડા રાતા
વાણી દે રે આતા અમને એક વાર

પુત્રડા તાહારા દુર્લભ ખાંડુ દાંતડા
કાં સુતો રે આતા એક વાર
પુત્રડા તાહારી અમૃત ખાંડુ જીભડી
કાં દીધી રે પૂઠડી માહારા કેલૈયા ભાઈઅ
કુંઅર તાહારી કોટડી જશી કપોત
અંધારે ઉદ્યોત માહારે દીવડો
પુત્રડા તાહારા પેખતાં બેહુ પાંણિ
પેટડું પોયણ પાન માહારા કેલ ભાઈઅ
પુત્રડા તાહારી કટિ જશી શાર્દૂલ
હૈ હૈ રત્ન અમૂલ્ય આલિ ગઉ અ
કુંઅર તાહારા પાગ જશા સ્થંભ કદલી
પાંહાંની કુકાવાની માહારા કેલ આઈઅ
પુત્ર તણો તાં પોઢો વિયોગ
કિમ રીહ આરોગિ અન્નની વિર દિઅ
પુત્ર વિના ભૂંડી હું તારુણી હૈ હૈ હૈઆ ફાટે નહી અ
બોલે સગાલ તું બોલ દે મુહને
બાહુડા નાંહાંનડીઆ નિદ્રાલુઆ માહારા કેલ ભાઈઅ
ખાંડતાં ખાંડતાં આંસુ ખ્યરે
તો ઉઠીનેં રે જાએ અતીયજી રોસ ભરિઅ
અરે આતા કાં દેઈ સુતો પૂઠડી
વાર વાર બોલાવે તાહારી માવડી અ

રાગ શોક રામગિરી

પુત્ર કેલૈઓ ચતુર
શીશ તેહનું કીધું ચૂર
આગલ્ય મેહેલ્યું પ્રીશી
બોલ્યાં વાણી અશી
વેહેલા થઈનેં જ્યમો માહારા સ્વામી સંન્યાશી

હુ કાં લાવ્યાં છાં વાર
વેહેલા કરો નાં આહાર
આગલિ વધી પ્રીસુ અહારો આધાર
વલતુ ઇમ બોલ્યો જતી
માંભક્ષ સગાલ ચગાવતી
એ તો હૂ ઉપજ્‍ર્વ‍ંસ નહી એકે રતી
તુ શૂ જોઇ રે આપ
સેં રેં માંડયો સંતાપ
લ્યઇ આવ્યાં ત્યમ મુહને લ્યઇ જાઉ નહિતો તહ્મને દેઇશ શાપ
મુહુને માહારે મેહેલો આશ્રમ
ફોકટ માંડયો શ્રમ
તહિ જુ ,સવાતુ હસિ અતીથ ધર્મ
સતી કંથ જાંણી
પૃથવીએ બેહુ પડિયા પાંણિ
પુત્રની એક હોઇ હાંણ્ય
જતી ન જમ્યો નિર્વાણિ
તો આપણુ કરશું કયમ
મિથ્યા થયો ઉદ્યમ
લાભતણી મુહને આસ હતી પણ મૂલ દોકડા ગયા રે કર્મ
સ્વામી કાંઇ એક કાઢો વાંક
સ્તુતિ કરે છે જમ રાંક
આણી કાં રહ્યા છો કાંક
વાલુ ન આંક
પુત્ર પાખે હોઇ જેહ
વાંઝીઆં કહીએ તેહ
વાંઝીઆંનું મુખ ન જોઇએ પણ ત્યજીએ દેહ
તાહારું કાંઇ ન આવે કાજ

પાણી પીવા લગેં ત્યાજ્ય
ત્યાંહાં અન્ન ભખ્યવા અગ્રાહ્ય
સ્વામી કાં બોલો જાૂઠું
દયાલજી દેખાડું ઓહૂં
માહારિ કૂખિ છે રે બીજો બેટુ
એહવી રે થ ગાઇ સતી
હાથ માંહી લીધી રે કાતી
પોતાને જ્યાહારે પેટ વાહાતી
ત્યાહારે હાથે વલગો કમલાપતી
માગિ માગિ રે વર
બોલાવ્ય તાહારો કુઅર
આગલિ આવીને ઉભો કેલઐા સુંદર
તેડતા આવ્યો તન
આવતા દીધું આલિંગન
પરમેશ્વરે પુત્ર આપ્યો જે પામ્યો હુતો પતન
બેહૂ જણુ હઇડે હરખે
પોતાના પુત્રનેં ન્યરખે
સમીપ તો સ્વામીજીના ચરણ દેખિ
રાગ ઉછવ ધન્યાશી
દીનાનાથ દયા કરી હરિ હેલડી રે
ભવ દુ:ખ ભાન્યા જેહ
શ્રેષ્ટ સગાલ ચગાવતી હરિ હેલડી રે
પુત્ર કેલઉ તેહ
નગરવાશી જે હોઇ હરિ હેલડી રે
તે ઉદ્ધરાએ માહારે માથિ

અનંતજીએ આપીઉ હરિ હેલડી રે
વૈકુંઠ કેરે નાથ
જે માગ્યું તે આપીઉં હરિ હેલડી રે
મેત્રકની કીધી માર
મેડી મંદિર માલિયાં હરિ હેલડી રે
ગોખ જાલિયાં અપાર
સુરાથી ચઉટાં ભલાં હરિ હેલડી રે
જેહેવાં હુતાં કાંતી મુરારિ
તેહવાં અંતરિ વાશીયાં હરિ હેલડી રે
જીવન જગદાધાર
કાંતી કેરા લોકડા હરિ હેલડી રે
અંતરિ વાસ અપાર
સગાલપુરી જે સાંભલે હરિ હેલડી રે
નિશ્ચે થાએ નિ:પાપ
પુત્ર વિયોગ તેહનેં નોહે હરિ હેલડી રે
સંપતિ હુએ સર્વ સુખ
તે ધરિ મંગલ વરતીએ હરિ હેલડી રે
હરિ પલાએ દુઃખ
એકમના જે સાંભલે હરિ હેલડી રે
તેહેની પોહોચે આસ
ભાલાનો સુત વીનવે હરિ હેલડી રે
કર જોડી કહે સુરદાસ

૪

## રૈદાસકૃત

# સગાળપુરી

### રાગ વંન્યાશી

શ્રી શિવ કાની રે નગરી લગા રે કાગ,
વતુલ કમલની રે દશ જોજન વિસ્તાર ૧
રત્ન કનકમે રે મણિ ગ્રહે જોત પ્રકાશ
અધ નહિ લેપે રે જેમ વધકૂઠ કહવાશ ૨

ઢાલ

કૈલાશ સુજનનિવાસ સુર મુનિ વિબુધ જન વિશ્રામ
સુખેત્ર ખિતિતલ ધરમ અરથ સકામ મોખ અભિરામ ૩
સમ પુરી માહા વિમલ થલ છે કોટિ ઉપમા જોગ
ખટદશ કલા નવ રસ નિધિ સંપૂરણ અખે ભોગ ૪
તાહા શ્રીવતા શા' શગાલ શેઠે કરૂ પુત્ર વરદાન
તેહેને સદાશિવ સતુષ્ટ થયા એ અનોપમ આખ્યાન ૫
તે કુતૂહલ કહૂ વિધિપૂર્વક ભગનરસમહિમા એ
એ કથા અઘ સવિધ સણી ત્રેતાપ દૂર પલાએ ૬
તે શગાલ સાત્વિક પૂરવ જન્મે માહા દાતા કરણ
તે પ્રથમ પેહેલા આપતો નિત સવા ભાર સોવરણ ૭
એક સમે દાનેશ્વરીની પરીખા કરી જુગદીશ
મધરાત્રે અન્ન જાચૂ અતિત વેખે ઈશ ૮
કરણ કેહે ' સોવણ લો તો અશખ્મા છે, સ્વામ !
અન્ન અરથ તો જુધિષ્ઠર ઘેર પધારો જી આમ " ૯
નરપ જુધિષ્ઠર સહુ કુટુંબ શુ જ શ્રેષ્ઠ અન્ન ભખ ભોગ,
તારે કરણ બેઠો કનક ઉપેર કશા મમ ઉપજોગ ? ૧૦
તે સમે પ્રભુ અતિત રૂપે પધારા છે તાહે
" કરણ ! કરની ત્રીજના અંગુલિ હયો મુખ માહે " ૧૧

,સુખ માંહે પયામ્રત પામો; દુઃખ વિરામું; સુખ થઈ.
અદ કહ્'તૂં ધરમનૂં, તે અંને અવસર ભૂપ પડૂં. ૧૨

રાગ રામગ્રી

કરજો વિચારૂ થીર કરી મનઃ દાન મવૈં માંહાં અદ્દૂં અન્ન
કુંજર કોટિ દએ રથ જોડ રે ગૌરી કોટિ કન્યા કોડરે ! ૧

ઢાલ

કોડ ભૂપ પયારા મેરૂ મમવ ચઉદે સ્થાન;
પણુ તોલ સમુક તુલાએ ન આવે અન્ન દાન મમાન. ૨
નિશ્રત નહિ જલનિધિએ જાચક, પ્રતિગ્રહે ત્રૈલોક;
કર ધરે આડો અન્નદાને એક શેરથી સતોખ ૩
વસ્તુગત કરી વિવેકવચને સ્તવા નિશ્વાધાર.
તારે કરણ કેહે " એક વાર અંગે શ્રતલોક અવતાર. ૪
મસાર વત્ર લેપે નહિ, તુજ ચરણુ સુ ચિત્ત એક
મુને અવર ઇચ્છા છે નહિ કરૂ અન્ન દાન વિવેક " ૫
" જા, હરી પુનરપે જન્મ વાછિત, " વાએક શ્રી દેવેશ
જાહા સુધર્મો શ્રીમાલ માહાજન કાંત નગર નિવેશ, ૬
તાહા ઉદે શાહા શગાલને ઘેર, ચગાઈ નિજ નાર
ચેલણુ પુત્ર ત્રૈલોકમોહન ધરમનો અવતાર ૭
ધનાદ છપન કોડચો શેડ લખ ટકા હેમ;
ભંડાર સવ મહે નિધિ સરખા ધરમ કુશલીખેમ ૮
રાદ હરી દયા એ આશ્રયા આચાર શીલ અભિમન.
ષહ્રસ ભોજન એક લખ પ્રતગ નિત અવારિત અન્ન ૯
સાલ દાલ સો શાક ઘ્રત રસ પયામ્રત પકવાન
દશે દશા નીરગોખ વરતે સચીત બુધ નીધાંન ૧૦
અમ્રત અન્ન અપૂરી દુરીત અતીત થઈ સ્વરૂપ
તેની પૂજા અરચા અરઘ પ્રેમે કૂર્શમ ચદન ધૂપ ૧૧

ઢાલ

ધૂપ અનુપ. સ્ત્રી, સુત, પોતે સદા સમ્યક અતિ દયા.
પ્રવાહ વેહે જેમ જાહ્નવી, એમ આનંદે કેંએક દિન ગયા.

રાગ કેદારો

એક સમે ઉમયા વર, અખિલ વિશ્વનો ઈશ,
શંકર કેહેઃ જોઉં શાહ સગાલનું રે. ૧
જગતી તણા જાચક જન જે નિતે લેતા અન્ન,
તે મનપ્રેરા સરવ અગોપ હવા રે. ૨

ઢાલ

હવા અગોપ. કો કહીઅ ન દીસે સાધ સમે મધ્યાન.
સાહાસિક શાહાશિરોમણુ કીધૂં ભોજન અરથ સ્નાન. ૩
સેવકને કેહે, "આજ અભ્યાગતે, કોહો, ભાઈ ! કો નહિ આવા.
વેગે લાવો જંહાતાંહા જઈ." વેગે વીર ચલાવા— ૪
નગરી, પરા, ગઢ બાઝ, અભિઅંતર, ચઉટાં, ચૌક, પ્રસાદ,
વાપી, કૂપ, તડાગ મનોહર, ગિરિ, મત, ગુફા અનાદ. ૫
જોગી, જતી, તપી, સંન્યાસી, દિગવાદી, ઉદાસી,
પંચ ગ્રાસી, પવનાભક્ષી, કાશી તીરથ નિવાસી,
સ્થાની પ્રસ્થાની, સમશાની, જ્ઞાની, ધ્યાની ધીર,
બ્રંમચાર જ તપ વિદ્યા અરથે ઉરધ મૂલ તરુ તીર—
કો નવ દીસે. અગાધ વૃષ્ટિ સજલ ભોમ ભઅભીત.
પાછા વલી કેહે, "સ્વામી મહારા ! આજ વાત વિપરીત.
અમો ચરાચર, સ્થાવર જંગમ, જોઆ તાંહાં અસ્વમેવ
પણુ જાચક કો નહિ જુગતીતલ જોગેશ્વર ભૂદેવ."
"તો હવે અશન, કોહો, કેહી વિધે કીજે, જો નવ દીજે દાન ?
તાં અતિત વિના અસ્રીખ અન્ન મુજને; અન્ન તે સુરા સમાન.
જો અન્ન આપા વિના જમૂં, તો કેમ સ્વરગે જાઉં ?
શો મહિમા હા ! મહારા પૂરવેજનો ? રોઉરવ નરક પચાઉં.

મહિસ્તાશ્રમને અપ અંન સાધન કાં વલી પર ઉપગાર;
અન્ન પુરખ જીવે પસુપંખી ભોમ ચઢાવે ભાર.
ભાર વચન કરી આણ્યા પ્રતગના; આણ્યા દ્દઢ વિશ્વાસ.
અતિત વિના જમવું નથી." તારે કાંપ્યો ગિરિ કઈલાસ.

રાગ દેશાખ

તવ નિજ દાસનો રે શ્રી મહાદેવે કર્યો પ્રસ્તાવ.
શીઘ્ર સાંચરા રે ભૂતલ જોવા ભક્ત સુભાવ. ૧
પાર ન પામીએ રે પુરષ પુરાતમ અવિગત ઇશ,
સ્તવે જેને સુરપતિ રે વિરંચિ મુનિજન સુર તેત્રીસ. ૨
સરજે, સ્થિતિ કરે, રે ! સંગ્રહે ચઉદ ભુવન તે ભૂપ.
વેદ શાહાત્રનુ રે તવ માહામંગલ નિજ રૂપ. ૩
તિલક નિશાપતિ; રે ! અગમદ ચંદન ચર્ચિત અંગ;
જટા મધે જાહાનવી; રે ! ભૂખણ અહિ; ગિરિજા અર્ધાંગ ૪
અગ્નિ રવિ સશી રે ત્રિનેત્ર પંચવદન પરિઘલ
પિનાએક પાણમાં રે કટીત્રટિ વાગાંબર ગજચમર; ૫
માલા, મેખલી, રે મુગટ મનોહર કુંડલ કાન.
તામસ તેજનો રે ના'વે સવિતા કોટ સમાન. ૬
પ્રીતે પૂજીએ રે પંકજ પ્રસન ફ્ખ, ત્રિખભારૂઢ.
જીવન જોગીનૂં રે કેહે કવિ રહેજો માહારે હ્રુદ. ૭
શીઘ્રે સાંચરા રે કાંતી નગરી શુભ સ્વસ્થાન
પદ્મ આસન કરી રે પૂરો શીંગી શબ્દ નિદાન. ૮
શ્રવણે સાભલી રે રીઝા પસુ પંખી હેમ વેલ.
જન ધાતા ગયા રે. "શાહા શગાલ ! ન ચિંતા, મેહેલ. ૯
કોઈ ઈશ્વરે રે પૂરો શીંગી શબ્દ નિધાન"
"તો તમે જાઓ રે લાવો પૂજી દેઈ સન્માન." ૧૦
અનુચર વેગેસુ રે આવા રે, જાંહાં એકા માહાંત.
દેવાધિદેવનો રે તવ કો નવ જાણે આદ ને અંત. ૧૧

ચરણે નમી સ્તવે રે કોટિક કરુણ દીન વચન
"પૂજ્ય! પધારીએ રે અમ ઘેર ભખેણુ લેવા અન્ન" ૧૨

રાગ

સ્વામીજી વચન તા વદે છે માહત રે!
"તમો સંત ગ્રહે જાવૂ એ કોણ સ્થાનકે રે?"
"સ્વામીજી! કાતી નગરી પ્રતિ થાહા શગાન રે
દયાલ દયા કરો તેને જી" ૧

ઢાલ

"તેને આરત હશે, તો આવશે આસંન"
સેવકે જઈ કહુ સગાલને ઓહોલાસ પામો મન ૨
સમચિત્ત શીશે સાચરો જઈ કરા દણ્ડપ્રણામ
"હૂ પતિત ને પાવન કરો પ્રભુ! પધારો નિજ ધામ ૩
તવ સન્મિલ લોચન સમાધ લાગી, વજ્ર આસન ધામ
ષટ શત્રુ ભેદી, પવન રૂંધી, શબ્દ શાસ ન સાન ૪
"હવે, કોહો, કશો ઉપાએ કીજે? જગાવાની જુગત?
અતિત વિના ગઓ દિનસ, અનરથ સમે થઓ અદભુત" ૫
તવ તજી તાલી શ્રી કપાલી પોભ, રાગ ન ઈશ
શગાલશાહે સ્તુત કરી લેઈ ચરણે મેહેલૂ શીશ ૬
"ચતુર્વર્ગ સાધન દરશણ સુર સકલ તીરથની જાત
ત્રેતાપ વામા પ્રભુ પામા વિરામા અધમાત્ર" ૭
તવ સીધ કહે છે [1]સાહાને "એવડો શો આખેપ?
જે કારજ હોએ, તે કરો સ્તુતિ ભલી સખેપ" ૮
"સ્વામી! એક વ્રત છે માહરે નહિ અતિત વિના લેઊં અન્ન
તે માટે, પ્રભુજી! પધારો, તો દીવડા થાએ ધન ૯
જોગી કહે "હૂ સરોગી છો જીરણુતા જ ન ત્રાણ
તે માટે સ્થાવર બલ વિના કેમ કરૂં પથ પયાણ? ૧૦

[1] સાધુને

તવ શિથિલ ગાત્ર, તચા જાજરી, પરિપકવ અષ્ટે અંગ
શોણિત વહે, જેમ સહસધારા હેમગિરિથી ગંગ ૧૧
ગગપતિ પ્રસંગ કહેઃ “અમો સાથે હુતા ત્રણ જણ
મુને આણે સ્થનાકે મૂકીને ગયા આશ્રમ આપઆપણ ૧૨

## રાગ કેદાર ગોડી

તવ શાહા શગાલે વાત વિમાસીઃ એ તો અતિત ને અપવાસી
ાહાંથી જેમ તેમ કરી લેઈ જાઉં, તો માહાવ્રત ઓશીકળ થાઉં ૧
વ કેહે દીન વચન શીર નામી “ તૂ તો સ્વામી ! અનરજામી.
કું તો સકોમળ કડ ખુણાવું; તે મધે બેશો પ્રભુજી શીશ ચઢાવ્ ” ૨
ા, કર ” જાણે તે કહે જોગી. “તૂ તારા અરથ તણો છે ભોગી ”
; કચનકડ ઘડાવો. માહે સકોમળ પૂરપ ભરાવો. ૩
પૂજ ! પધારો બેસો મધ્ય ” તવ તાહા વચન પહતા સીધ.
ણુ, બાવા ! એક પ્રતમા માહરી લેઉં ભોજન મન ઈછાચારી” ૪
!, સ્વામી ! એ જુગતિ જાણૂ, કોહો તો ત્રૈલોકમાંથી આણુ ”
| સતવચન લેઈ હાથ જટાધર બોલ્યા, “ શી ભરા બાય ? ” ૫
જી કડ પ્રહર મા બેસ કરી લઘુવાધવી માહે પેઠા
સીધ ચઢાવા શીશ જોવાને આવ્યા સુર તેત્રીશ ૬
શિવ સંપુટ મધે બિરાજા, તતખેણુ દુદુભિ વાજા
શોણિત તણી શત ધારા, જાણે દેવી કલશે જવારા ૭
લે નિશ્ચલ કીધૂ મન પામો અખિલ વિશ્વનૂં ધન
| જીવપા અદકી જત્ન, જાણે રક હાથમાહા રત્ન ૮
ચગાઈ ધાઈ આવી અરધ અનોપમ પૂજા લાવી.
ઉતારી પૂજા પાએ ચમર ઢલાવે ને ઓછવ થાએ ૯
। ફૂલે લેઈ સમેલ ક્રિષ્ણાઅરગ અચટાવ્યાં તેલ,
દક સહિતે સ્નાન કરાવૂ કગીવટિ પીતાબર પેહેરાવૂં. ૧૦
હુતૂ તે ગઉ તતકાલ પામા દિવ્ય રૂપ વિશાળ
કસ્તુરી નિ જ ચદન દાદશ તિલક કર્યાં જુગવંદન ૧૧

